# ગુજરાત માસિક પત્ર.

પુસ્તક ૪ થું. કાર્તિક ૧૯૨૧. અંક ૧ લો.

## ઇશ્વર.

"यतोवाइमानिभूतानिजायन्तेयेनजातानिजीवन्तिय ।
प्रयन्त्यभिसंविशन्तितमनादिमनंतमेकंपरमेश्वरंप्रणतोऽस्मि" ॥

(અર્થ)

જે થકી આ સૃષ્ટિ ઊત્પન્ન થઇ છે, જેણે કરીને જીવે છે, અંતે જેની પાસે જાય છે, અને જેને પામે છે એવા અનાદિ અનત એક પરમેશ્વરને પ્રણામ કરૂં છું.

હું૦
"ગુજરાત માસિક પત્ર."

એક ઇશ્વર સિવાય બીજો ઇશ્વર નથી. તેને આ દુનિયાં પેદા કુરી છે. મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ વગેરે જંતુ, ઝાડ, વેલ, સમુદ્ર, પર્વત, ચંદ્ર, સુર્ય, તારા સર્વ તેના બ[illegible]વેલા છે. આ સઘળા પદાર્થ બનાવીને તે તેનો પ્રાણ થઇ રહ્યો છે.

તે નિરાકાર છે. જેમ આપણું જ્ઞાન, ઇચ્છા, દયા વગેરેના આકાર નથી, તે વાસ્તે તેને આંખથી જોઇ શકતા નથી, પણ તેનું કામ જોઇને તે છે એવો વિશ્વાસ કરીએ છીયે, તેવો ઇશ્વરનો કંઇ આકાર નથી. પણ આ જગતમાં તેનું કામ જોઇને વિશ્વાસ કરીએ છિયે તે છે; પરંતુ તેને આંખથી જોવામાં આવતો નથી. જ્ઞાન વિશ્વાસ અને ભક્તિ દ્વારીએ પરમેશ્વરને જાણુવામાં આવે છે.

તે સર્વ જગ્યા ઉપર છે. તે આકાશમાં છે, તે ગ્રહ નક્ષત્રમાં છે, તે પૃથ્વીના સર્વ સ્થાનમાં છે.

તે અંતર્યામી છે. રાતમાં તથા દિવસમાં જે કોઇ કામ કરેછે. જે કોઇ વિચાર કરે છે તે સર્વ જાણે છે.

તે ન્યાયવાંન છે. તે પુણ્યનો લાયક બદલો અને પાપનો લાયક દંડ આપે છે.

તે સર્વ કરી શકે છે. તેના હુકમથી રાત દિવસ થાય છે. સુરજ પ્રકાશ આપે છે, હવા વહે છે, પૃથ્વિ ફળ અનાજ આપે છે.

તે દયામય છે. તે પિતા માતા થઇને સર્વને અતુલ સ્નેહથી પાલન કરેછે. ખાવાને અન્ન, તૃષ્ણાવાળાને પાણી, રોગીને ઔષધ તેણે આપ્યું છે. તે પાપી, તાપી, સુખી, દુઃખી સર્વનું કલ્યાણ કરે છે. તે કદિ પણ કોઇનું અમંગલ કરતો નથી.

તે આનંદ મય છે દુઃખી તેનું નામ લઇને સુખી થાય છે. રોગી તેનું નામ લઇને શાંતિ મેળવે છે.

તે પૂર્ણ પવિત્રછે. એક માત્ર તેની ઉપાસના કર્યાથીજ મનુષ્યના પાપ જાય છે. મનુષ્યની મુક્તિ થાય છે.

## આત્મા.

મનુષ્યનો આત્મા અમર છે. મૃત્યુની સાથે શરીર ધ્વંસ થઇ જાય છે, પરંતુ આત્મા હમેશાં જીવિત રહે છે. મનુષ્ય મરી ગયાથી પાછો આ પૃથ્વીમાં જન્મતો નથી.

## પાપ પુણ્ય.

ઇશ્વરે માણસના હૃદયમાં જે વિવેક આપ્યો છે, તેનાથી સારૂં શું અને ખરાબ શું છે તે કહે છે. સારે રસ્તે ચાલ્યાથી પુણ્ય અને ખરાબ રસ્તે ચાલ્યાથી પાપ થાય છે. માણસ પાપ પુણ્યને વાસ્તે ઇશ્વર ની આગળ જવાબદાર છે, અને પાપની શાસ્તિ અને પુણ્યનો બદલો તેની આગળથી મળે છે.

## परकाल.

मृत्युना पछी आत्मा परकाळमां जायछे, अने त्यां ईश्वरनी कृपाथी ज्ञान, प्रेम अने पवित्रतामां क्रमश उन्नत थाय छे.

## प्रायश्चित्त.

पाप करीने अकपट चित्तथी तेने वास्ते अनुताप कर्याथी ईश्वरनी कृपाथी चित्त निर्मळ थाय छे; एज पापनुं प्रायश्चित छे.

## मुक्ति.

ईश्वरज मनुष्यना एक मात्र मुक्तिदाता छे. धनी, दरिद्र, ज्ञानी, मूर्ख, मनुष्य मात्रज ईश्वरनी उपासना करी शके छे. भक्तिनी साथे जे तेने बोलावे छे, ईश्वर तेनी वात सांभळे छे. तेनी पूजाने माटे कोई पुरोहितनीजरूर पडती नथी. कोई मनुष्य तथा बीजो कोई पदार्थ माणसनो उद्धार करी शकतो नथी. मनुष्य अने बीजा सृष्ट पदार्थ धर्मने रस्ते मदद अने शिक्षक थई शके छे, परंतु कोइ मुक्ति आपी शकता नथी. स्वर्ग अने नरक एवी कोई जग्या नथी. जे अवस्थामां पाप रहेतुं नथी तेनेज स्वर्ग कहे छे—पापनी अवस्थानुं नाम नरक छे. पापनी शास्ति जरूर भोगववी पडसे: पाप कर्याथी शरीर मनने क्लेश थाय छे, तेज पापनी शास्ति छे. पाप कार्य, पाप चिंता अने पाप इच्छाथी मुक्त थयाथी स्वाभाविक भावथी ईश्वरना रस्ते जवानुं नाम मुक्ति छे, माणस अनंत काळ सुधी ए मुक्तिने रस्ते अग्रेसर थाय छे..

## उपासना.

ईश्वरनी भक्ति करवी अने तेनुं प्रिय कार्य साधन करवुं दरेक माणसनी फरजछे. अन्याय कार्य परित्याग करीने न्यायसंगत काम करवुं ईश्वरनुं प्रियकार्यछे. ईश्वरे आपणने शरीरी मननुं अने समुदय सुखनु द्रव्य आप्युंछे तेथी तेना उपर प्रीति करवी जोइए. तेना उपर प्रीति कर्याथी मन तेनी साथे सर्वदा रहेवाने चाहशे. तेना गुणनी प्रशंसा अने सर्वदा तेनी वातनी चिंता करवी, अने पोतानां पाप अने

દુર્ભાગતાથી રક્ષા પામવાને માટે પ્રાર્થના કરવી. એજ તેની ઉપાસનાછે. એટલા માટે તે કરવું કદિ કર્ત્તવ્ય નથી.

### जातिभेद.

ઇશ્વર સર્વનો પિતાછે. નરનારી પરસ્પરના ભ્રાતા ભગિનીછે. તેથી સર્વેની પ્રીતિ કરવી ઉચિતછે. કોઇનું પણ અનિષ્ટ કરવું નહિ. સર્વ એક ઇશ્વરના સંતાનછે, તેથી તેઓમાં કાંઇ જાતિભેદ નથી. જાતિભેદ ઇશ્વરની ઇચ્છાની વીરૂદ્ધછે.

### शास्त्र अने गुरु.

કોઇ અભ્રાંત મનુષ્ય નથી, કોઇ અભ્રાંત શાસ્ત્ર નથી. પૃથ્વીના સર્વ ધર્માવલંબી સાધુ શ્રદ્ધાના પાત્રછે. પરંતુ કોઇ અભ્રાંત નહોતા—તેઓના ગુણ ગ્રહણ કરીને દોષ પરીત્યાગ કરવા કર્ત્તવ્ય છે. પૃથ્વીમાં જેટલા ધર્મશાસ્ત્રછે, સર્વ શાસ્ત્રમાં અનેક સત્યછે, તેમાંથી સત્ય લઇને અસત્ય પરિત્યાગ કરવું જોઇએ.



## दयुर्गनो सरदार.

### પ્રકરણ ૨ જું.

(સાંધણ પ્રષ્ટ ૨૫ મેથી)

કેટલાંએક વરસ ગુજર્યા પછી એક દીવસ સવારના આઠ વાગ્યાનો વખત થયો હતો, અને સુર્યદેવતા ધીમે ધીમે પ્રકાશ કરતા હતા. પ્રધાનમંડળ હમેશ ભેળું મળતું અને તે વખત હું ઇષ્ટ દેવની પુજા કરવામાં રોકાતો, ત્યારે જીતચંદ્રા આવી જરા દુર બેસતી હતી. એ વખતે જમના દેવ પુજા સારૂ મંગાવેલ ફુલ સાફ કરી ગોઠવીને તેના ગોટા બનાવતી હતી, તેને લીધે હવામાં ખુશબો પસરી રહેતો હતો. તારા ખુશમીજાજની રૂપવંતી તથા તરૂણ અવસ્થામાં હતી, અને તેની માતાને મદદ કરતી હતી. મારા પૌત્ર પ્રતાપની ઉમર હાલ પાંચ વરસની થઈ

હતી, તે એક બાજુ ઉપર આવી બેસતો અને હું જે કરતો તેનો નક્લ કરતો હતો. તે કૃત્રીમ મૂર્તિઓને દેવ માની ખરા પુષ્પથી તેની પુજા કરતો અને બે છોકરા તેની મદદમાં રહેતા તે પ્રધાન અને શાસ્ત્રિનું કામ બજાવતા હતા. એ પ્રસંગે જીતચંદ્ર બોલી "આપણા પૌત્રપ્રતાપની હાલ પાંચ વરસની વય થઇછે, અને છેલાં પાંચ વર્ષ આપણે જે પરમાનંદમાં નિર્ગમન કર્યાંછે. તે મારા ધર્મ શાસ્ત્ર પ્રમાણેના ક્રિયાકર્મના પ્રતાપને લીધેજછે, એમ હું માનું છું. ઇશ્વરના નામથી આપણે બ્રાહ્મણોને બ્રહ્મભોજન આપવું, ગરીબ લોકોને ખેરાત આપવી, તથા શાસ્ત્રોક્ત વીધી મુજબ નિયમસર અને ઊત્કૃષ્ટ ભાવથી સઘળાં બળીદાનનો અગ્નિમાં ભોગ આપવો જોઇએ એવી પરમેશ્વર અપેક્ષા રાખેછે. આ બાબતો ઉપર હમેશના નિયમ પ્રમાણે અને વખતસર મે શુદ્ધ અંતઃકરણથી લક્ષ આપ્યુંછે. વળી ધર્મના ખજાનાનો આ પ્રમાણે સંચય થયાથી તેનું પરિણામ એ આવ્યું કે આપણને એક ખુબ સુરત અને તનદુરસ્ત પૌત્રની પ્રાપ્તી થઇછે." જીતચંદ્રાની વૃત્તિ આ પ્રમાણે ધર્મ ઉપર ચોટેલી તેથી તેનું ભાષણ સાંભળી મને હસવું આવ્યું, અને તેથી હું બોલ્યો, "પ્રધાન, શાસ્ત્રિજીનો જીતચંદ્રાના વિચારને મળતા આવેછે અને દાનના કાર્ય કરવામાં તેને ઉત્તેજન આપેછે, પણ તમે જો શો તો માલમ પડશે કે જે સુખ અને આબાદાની આપણે ભોગવીએ છીએ તે ફક્ત તમારી રાજ્ય પ્રકરણી હુંશીઆરીને લીધેજછે. લગભગ ૭ વર્ષની મુદતમાં આપણે હર્ષ સિવાય બીજું કાંઇ જોયું નથી. ખરી વાત છે કે તારાના વિવાહ હજુ કરવામાં આવ્યા નથી, પણ તેના સારૂ એક સ્વરૂપવાન પતિને મેળવવામાં આપણી મુરાદ તરતજ બર આવશે."

જીતચંદ્રાએ ઉત્તર આપ્યો. "તારાની હજુ શાદી થઇ નથી—તેનું કારણ એ છે કે પ્રતાપના જન્મ થવાના શુભ પ્રસંગ ઉપર છ હજાર બ્રાહ્મણોના બ્રહ્મભોજ કરવો આપણે ચુકી ગયા છીએ. આપણે એ વખતે માનતા માનતા કરી હતી પણ તે પુરી કરવામાં આપણે નિષ્ફળ થયા

છીએ. એટલા માટે હવે તો છ હજાર વિપ્રોને જમાડ્યા પછી, માંયશ્રિતની રીતે આપણે પાંચસે બ્રાહ્મણીઓને જમાડી તેમને વસ્ત્ર આપવાં જોઇએ."

શાસ્ત્રિજીએ ડોકું નમાવી પોતાની સમત્તી આપી અને બોલ્યા, "દયા અને પરોપકારના કામમાં ગફલત કરવાથી તેનું પરીણામ સારૂં આવે નહિ. વળી ધર્મની ક્રિયા કરવામાં ગફલત કરવાથી જે મુશ્કેલીઓ ઊત્પન્ન થાયછે, તેમાંથી આપણે માત્ર રાજ્ય પ્રકરણી હુંશીઆરોને લીધેજ બચી જઇએ છીએ એમ નથી." એ સાંભળી મેં કહ્યું "છ હજાર વિપ્રોને બ્રહ્મભોજ આપવામાં આપણે નિષ્ફળ થયા છીએ; તો પણ અમે તો નિર્વીઘ્ને રહીએ છીએ એ શું?" છત્રચંદ્રા વચમાં બોલી ઉઠી. "મારા પ્યારાપતિ, છ હજાર વિપ્રોને તો બ્રહ્મભોજ આપવો જોઇએ." એ રીતે છત્રચંદ્રાનું કહેવું સ્વીકારીને બ્રહ્મભોજના તૈયાર કરવાનો મેં પ્રધાનને હુકમ આપ્યો. એ રીતે સવારમાં ધર્મના અગત્યના સવાલોની ચરચા ચાલી તેનું સમાધાન કરવામાં આવ્યું, તથા પોલીટીકલ એજંટ સાહેબના મારી સાથેના સબંધમાં જે રાજ્યપ્રકરણી બારીક મુશ્કેલ સવાલો ઊત્પન્ન થયા હતા. તે તપાસી મારૂં કાર્ય સિદ્ધ થાય એવી કુશળતા ભરેલી વાક્ય રચના ગોઠવી તેના જવાબ મોકલવામાં આવ્યા મધ્યાન સમયે મેં મુરઘાંનું યુદ્ધ જોયું, અને ત્રીજે પોહોરે જે રાજ્ય સભામાં દીવાની અને ફોજદારી કામનો ઇનસાફ આપવામાં આવતો ત્યાં જઇ બેઠો ને પ્રધાને ફોજદારી મુકરદમાની હકીકત સમજાવવા માંડી, તે ધ્યાન દઇ સાંભળવામાં હું રોકાયો હતો. ઘણીજ સંભાળથી મેં સરવે માણસોને ઇન્સાફ આપ્યો, તેથી મારા શેહેરમાં એવી વહેંણી ચાલી કે દયુમીનો રાજા એક સરખી રીતે અદલ ઇન્સાફી છે. મારી બધી પ્રજા વફાદાર અને સંતોષ પામેલી હતી તથા રાજ્યમાં જે ધર્માદા આપવામાં આવતો તે ઉપર વિશેષ કરી પ્રસન્ન થઇ હતી, વળી પ્રજામાંથી જેઓને કાંઇ ફરીઆદ કરવાની હોય તેમને

મારી હજુરમાં આવવાની છુટ હતી. જ્યારે મારી હજુર કોઈ ગુંચવાણ ભરેલો મુકરદમો આવતો ત્યારે મારી મુલાકાતે આવનારાઓને હું એ બાબત અભીપ્રાય પુછતો હતો. સાંજ પડી એટલે રાજ અખાડામાં જઈ ત્યાં મેં પેહેલવાનોની કુસ્તી જોઈ. દયુમી શેહેરના પેહેલવાનો પોતાના કૌવત અને દાવપેચની કુશળતાને માટે મશહુર હતા. હમેશ રાત્રીના સાત વાગે સ્વારી કરીજનાના સહવર્તમાન થઈ દેવમા દર્શન કરવા અમે નદિ કાંઠે જતા હતા. રાત્રીના નવ વાગે રાજ્ય મેહેલના ઓરડામાં બેસી હું ધર્મ ક્રિયા કરતો તે વખતે છતચંદ્રા; જમના, તારા, પ્રધાન અને શાસ્ત્રિજી મારી આસપાસ વીંટળાઈ વળતા, અને મારો હજુરી પ તાળજી, મારા તીર્થરૂપ વડીલોના ભારે પરાક્રમની સ્તુતિ કરી આડકતરી રીતે ભારી ખુશામત કરતો હતો. પોલીટીકલ એજંટ સાહેબની કચેરીમાં કેવી રીતનો છુપો ભેદ ચાલે છે, તનો પડદો પ્રધાને મારી આગળ ખુલો કરી દીધો. એ કચેરીમાં જવાની તેને છુટ મળેલી હતી પણ તે કેવી જાતના સાધનોથી તે મારા સમજવામાં કદી આવી નહિં. હું દર વખત તેને કહેતો હતો કે "આ બધી બાબતો તમારા જાણવામાં શી રીતે આવે છે?" તે ઉતર આપતો કે, "તે છુપા ભેદની કુંચી મારી પાસે છે," અને એમ કહી પોતાની આંગળીએ એક હીરાની વીંટી હતી; તે તરફ આંગળી કરી બતાવતો હતો. દર પખવાડીએ બ્રાહ્મણો આવી મોઢેથી વેદ ભણતા ત્યારે હું તેમને જમાડતો અને તેઓ મને આશિર્વાદ આપતા એટલે દયુમી શેહેરમાં જે સર્વેથી મોટી તોપ હતી તેનો બાહાર કરવામાં આવતો હતો. એ રીતે કેટલાક દિવસ વહીગયા. છતચંદ્રા ધર્મ ક્રિયા કરતી. હું રાજ્ય નીતિનો વાત કરતો, પ્રધાન રાજ્યની ચડતી કરવાની યોજનાઓ રચતો, જમના તારાના વિનોદેથી જાણુ વાત કહાડતી, તથા કુંવરને પોતાની પાસે રમતો જોઈ આનંદ પામતી હતી.

મારો કુંવર રત્ન કાંઈક તરેહવાર રીતે વર્તતો હતો. રાજ્ય કારભાર

માં તે કાંઈ ભાગ લેતો નહીં, એટલું નહિ, પણ રાજ્યના સમંધમાં કો
ઈ પણ સવાલ ઉપર તે કદી લેશ માત્ર પણ લક્ષ આપતો નહીં. તેની ક
લ્પના શક્તી બહોળી તથા બુદ્ધિ દેખઈતી મંદ પણ ખરી રીતે તિવ્ર
હતી, અને કેટલીક હકીકતથી તે અણવાકેફ હતો, તોપણ તેનામાં સમ
જ શક્તિ બહુ સરસ હતી. તેના દેહની કાંત્તિ જમના કરતાં પણ ચઢે
એવી સરસ હતી, તથા પોતાની રાણી તરફ તેની એક નીષ્ઠા હતી
તોપણ શિકારના કામમાં તે વિશેષ મચ્યો રહેતો હતો. જાહેરમાં તે કવ
ચીતજ જણાતો હતો. કેમકે શિકારની સ્વારોમાં, તથા દયુમી શેહેરની
પાડોશમાં અદ્ભુત રસ ઉપજે એવાં સ્થળોમાં પોતાની રાણી તથા કુંવ
રી સહીત જઈ ક્રિડા કરવામાં તેનો બધો વખત ગુજરતો હતો. બીજા
લોકોને તેની સાથે કામ પડતું ત્યારે તેનો મીજાજ તામશી રહેતો, ત
થાપિ જ્યારે પોતાની રાણી તથા બાળકોની સાથે હોય ત્યારે તે શાંત
વૃતિ રાખતો તે અસાધારણ હતી.

કારીરના રસ તથા ગાયન વિદ્યાનો તેને એટલો બધો શોખ હતો કે
એ બાબતના સાધનો પુરા પાડવા માટે કોઇ કોઇ વખત નાણાંની મો
ટી રકમો ખરચી નાખવામાં આવતી હતી. તેના વખતનો કાંઇ ઢંગ ધ
ડો નહોતો. બાર વાગ્યા સુધી તે સુઇ રહેતો ને પછી તેને મનતો સુ
ર્યોદય થતો હતો, કેમકે બાર વાગે તેની સવાર પડતી હતી. બીછાના
ઉપરથી ઉઠી પોતાનું મોઢું ધોયા પછી તુરતજ ઘોડા ઊપર સ્વાર થઇ
...રોશિકાર માટે બહાર જતો હતો. અને જાનવર વગેરે કાંઇ બીજો
શીકાર કોથળામાં નાખી લાવ્યા વગર તે કદી પાછો આવતો નહી. જં
ગલમાં જાનવરની શોધ કરવા માટે નાના ડુંગરો ઉપર ચડવામાં અથ
વા ડુંગરાની સિંધ અને ઊંચા ભાગના મથાળા ઉપર બેસી; જં
ગલ કીંવા કોતરની તરફ એકી નજરે જોવામાં સાધારણ નિયમ પ્રમા
ણે તે ચારકલાક ખોટી યતો હતો. વાઘ યા વરૂનો શિકાર પકડવામાં
તેનો મનસુબો પાર પડતો ત્યારે સ્વારી કાઢી આગળ મશાલો રખાતી

થા પોતાની જાતની નીશાની એક લાંબા વાંસ ઉપર મુકાવી તે શહેર માં દાખલ થતો હતો. સ્નાન કર્યા પછી ચાર વાગે ઈષ્ટદેવની આરાધ ના કરી તે સવારનો નાસ્તો જમતો હતો. બીજા દિવસની શિકાર સ્વારીને માટે શું ગોઠવણ કરવી તે વિશે પોતાના સોબતીઓ સાથે બે અથવા ત્રણ કલાક સુધી ભાંજગડ કરી રાત્રીના સાત વાગે તે (બપો રનું ભોજન) જમતો હતો. ત્યાર પછી તે બપોરની સુખ નીંદ્રા લેતો હતો. રાત્રીના દસ વગ્યાને સુમારે જમના અને તારાની સાથે લગભગ એક કલાક સુધી તે ગંજીફ રમતો અને ત્યાર બાદ પોતાની રાણી મ ત્યે મેહેસુલ સંબંધીના સવાલ ઉપર તકરાર કરતો હતો. રાત્રીના અ ગ્યારથી તે સવારના બે વ.ગ્યા સુધી તેનો પાછલો પહોર થતો હતો, તેમાં તે ગાયન સાંભળતો હતો, અને એજ કારણસર એક નામીચા ગ વૈયાને રાખવામાં આવ્યો હતો. સવારના ત્રણ વાગ્યાને સુમારે વાળુ જ મી તે આરામ લેતો હતો. આ પ્રમાણે મારા મિત્ર મંડળની મસલત કરવાની સભામાં સામેલ થવાની તેને ફુરસદ નહોતી તેથી એ સભામાં તે હરવખત ગેરહાજર રહેતો હતો. એમ છતાં જમના રત્નના પ્રતિની ધીનું કામ કાળજીથી કરતી અને તેના મહેસુલની સ્થિતિ મ.રા મનમાં આગ્રહથી ઠસાવી રત્નને નાણાની બક્ષિસ કરવાની, મને દરખાસ્ત કરતી હતી. એક અથવા બે રૂપીઆની નિસબત હોય એવી બાબતમાં તે અ-તિશય કસર કરતો, પણ પૈસાની મોટી રકમો પોતાના અનુચરોને આ પી દેતો હતો. એ કારણને લીધે તેના મહેસુલના રાજકારોબારપર ખ બરદારીથી દેખરેખ રાખવાની જરૂર હતી. રત્નના અનુચરોને જમના એવી રીતે પોતાના કાબુમાં રાખતી કે પૈસાની કાંઈ રકમ અથવા પૈ પાકનો જોટો એમાંના કોઈને સમત્તી સિવાય આપ્યાનું તેના જાણ વામાં આવતું કે તુરતજ તે પાછું આપવાની નોકરને ફરજ પાડતી હતી, પણ થોડો ભાગ નોકરને આપી બાકીનો ભાગ મારી તીજોરી માં આપવામાં આવતો હતો. એક દિવસ હું મારા દિવાનખાનામાં નિરાંતે બેસી રાજ્ય ચલાવવાની રીતીના બારીક સવાલ ઉપર મધ્ય

નજી તથા શાસ્ત્રિજી સાથે સંવાદ કરતો હતો, એટલામાં જમના, જી તચંદ્રા અને તારા આવી પહોચ્યાં. જીતચંદ્રાએ ફરીયાદ ઉડાવી કે, મારા કુંવર રત્નને એક વૃદ્ધ પણ પ્રમાણિક નોકરને ગેરવાજબી માર્યોછે, તથા કેટલીક વખત તે હદ બહાર જતો રહેછે. તેની સાથે એટલું વિશેષ જણાવ્યું કે પુર્વ જન્મના આપણે જેવાં સંચીત કર્યાં હશે, તેવાં ફળ આપણે હાલ ભોગવીએ છીએ. આથી પતાળજી હસીને બોલ્યો— "બાઇ સાહિબ, એમ હોય તો રત્નની સામા ફરીઆદ ઊઠાવવાનો કાંઇ આધાર નથી."



## ઊપચાર વિધી.

## તાવમાં કુઇનાઇનનો ગુણદોષ.

૧

આપણા દેશમાં ઘણું કરીને તે સર્વ જગાપર મેલેરિયાનો તાવ આવેછે, તેથી અમેરીકા દેશના સિંકોના નામના ઝાડની છાલમાંથી સરાયનિક પ્રક્રિયાથી કુઇનાઇન નામની તાવને દુર કરવાની દવાનું મહાત્મ્ય સર્વત્ર એટલું ફેલાયુંછે કે, ગામડાંના ગાંધીઓ પણ એ તાવને દુર કરવાની ઔષધિ નામથી વેચેછે. તે વાસ્તે યુરોપથી જેટલી દવાઇ આવેછે તેમાં કુઇનાઇન સર્વ કરતાં મુલ્યવાન થઇ પડી છે. પરંતુ તેનો કયા તાવમાં તથા કેવી હાલતમાં ઉપયોગ કરવો જોઇએ તે વિશે ઘણુંકરા જાણતા નથી, તેથી તેનો સર્વજાતના તાવમાં ઊપયોગ કર્યાથી ઘણા તાપ વાળાઓને નુકશાન સોસવું પડેછે; અને કોઇ વખત સામાન્ય તાવ ગુરૂતર વિકારવાળો તાવ થઇ જાયછે, એ વાસતે અમે પહેલા જે જે રોગમાં એનો ઊપયોગ કર્યાથી હાનિ થાયછે, તે દેખાડીને પછી એના વ્યવહારની લાયક પિડા સબંધી લખશું.

નીચલા તાવમાં કુઇનાઇન નુકશાનકારકછે.

૧ લા, ઓરીમાં તાવનો રોગ જે ૫—૬ દિવસ રહેછે; અને ૧૪—

१५ દિવસ સ્થાયી શીતળાના રોગ બે જુદી વખતે જે તાવ આવેછે, તેમાં કુઈનાઈન ખવાડવાથી તાવ દુર થઈ શકતો નથી; અને તેનાથી વિશેષ અનિષ્ઠ થાયછે.

२ જા. સામાન્ય સરદી તથા ઊધરસની સાથે તાવ થવાથી તેમાં પણ કુઈનાઈન ખાધાથી નુકશાન કરેછે.

૩ જા. એક તાવમાં એટલે જે તાવ રાત દિવશ સમભાવે શરીરમાં હોય તેમાં પણ કુઈનાઈન વીશેષ અનિષ્ટકર થાયછે. વિશેષ કરીને સામાન્ય તાવ વિકાર તાવ થઈ જવાની વિશેષ સંભવના રહેછે.

૪ થા જે તાવની સાથે ભયાનક માથું દુઃખતુ હોય, ઉલટી તથા ઊલટી આવવાને જણાતું હોય તેને કુઇનાઇન ખવાડવાથી એ રોગ બમણો વધેછે.

૫ મું તાપ તલી તથા કલેજું ફુલ્યું હોય તો કુઇનાઈન અપકારક કરેછે.

૬ ઠા હરશની સાથે તાવ હોય તો કુઇનાઈન અપકારીછે.

૭ માં ભેજાંની પીડાની સાથે થોડા તાવ હોય તો તેમાં કુઈનાઈન અપકાર કરેછે.

૮ અસ્ત્ર ચિકિત્સા અથવા મહોટા જખમ પડવાથી તેની સાથે તાવ થઈ આવ્યો હોય તો તેમાં પણ કુઈનાઈન ખાધાથી વિશેષ હાનિ કરેછે.

આ દેશમાં સર્વ પીડાઓમાં કમ જયાસ્ત તાવ રહેલો હોય છે, તેમાં ઘણા ખરા ડાકટરો કુઈનાઈન વાપરવામાં કમતાઇ કરતા નથી, અને તે અનુસારે સાધારણ લોકો પણ કુઇનાન સર્વોષધી જાણીને એક ભયાનક કુસંસ્કાર થયોછે, પરંતુ ખરી રીતે જોતાં તાવ જેમ નાના કારણથી થાયછે અને નાના આકાર ધારણ કરેછે, એનું ઔષધ પણ જુદું જુદું થવું જોઇએ, તે સઘળાની બુદ્ધિમાં સહજ આવશે. કુઈનાઈન આ દેશમાં આવવાને ઘણા વર્ષ થયા નથી, તેની પહેલાં આ દેશમાં લખો તાવના રોગી બીજાં ઔષધથી શું આરોગ્ય થતાં નહોતાં? જરૂર

થતાં હતાં. લજ્જા અને દુઃખનો વિષય એ છે કે કુઇનાઇનના ગુણ દોષ સારી રીતે ન જાણતા દેશી વૈદ્યોએ ઘણા અદુરદર્શી ડાકટરની નકલ કરીને તેઓની નાનાવિધ તાવની ગોળીમાં કુઇનાઇન નાખવાની શરૂઆત કરીછે, અને તેનું ફળ ઘણું કરીને એ થાયછે કે, રોગ વધ્યાથી અથવા કુઇનાઇન આપવાના વિષય રોગી તથા તેના સગાં વહાલાં જાણ્યાથી, જલદીથી તેઓ વૈદ્યની ચિકિત્સા રહિત કરીને એક સારા ડાકટરને ચિકીત્સામાં લગાડેછે.

---

## પ્રેત વરરાજા.

( એક વાર્તા. )

(સાંધણ પૃષ્ટ ૨૫૭ મે થી)

વાંચનારાઓનું ધ્યાન પાછું લેન્ડશોટના કીલ્લા ભણી ખેંચવું જોઇએ. રાત પડી ગઇ તોપણ કોઇ મેમાન આવ્યો નહીં. બેરને નિરાશ થઇને આખરે ખાણું પીરસવાનો હુકમ આપ્યો. સઘળા ખાવા બેસવાની તૈયારીમાં હતા તેટલામાં બહારથી રણશીંગડાનો અવાજ સંભળાયો. બેરન પોતાના ભવિષ્યના જમાઇને સન્માન કરવા દોડયો.

લાકડ પુલને ખાઇ ઉપર મુકવામાં આવ્યો, અને પરોણો દરવાજામાં દાખલ થયો. તે એક મોટા કાળા ઘોડા ઉપર બેઠેલો, ઊંચો બહાદુર પહેલવાનું હતો. પણ તેના ચેહરો કાંઇક ગમગીન દેખાતો હતો. બેરન તેને આવી વખતે અને એકલે પડે આવેલો જોઇને ખેદ પામ્યો. આથી તે પોતાનું અપમાન મળ્યું સમજવા લાગ્યો, પણ પરણવા આવતા જુવાનીઆની માફક અંધારાઇમાં તે પોતાના ચાકરોને પાછળ મુકી આવ્યો હશે એમ ધારીને તે ચુપ રહ્યો.

પરોણાએ કહ્યું—કારણકે આ પ્રમાણે આપને જણાવવાને દીલગીરછું કે—.

પણ તે પોતાનું વાક્ય પૂરૂં કરે તે પહેલાંતો બેરને તેને આવકાર અને મુબારકબાદીનાં કેટલાંક વચનોથી તેને બોલતાં અટકાવ્યો. પરોણા એ એકાદ વખત તેના શબ્દોનો પ્રવાહ ખાળવાને અને પોતાનો સંદેશો કહેવાને કોશિશ કરી પણ તે ફોકટ. જ્યારે બેરન બોલતો બંધ પડ્યો ત્યારે તો તેઓ જમવાના ઓરડામાં દાખલ થઈ ચુક્યા હતા, અને એક વખત ફરીથી તે પોતાનો સંદેસો કહેવા જતો હતો એટલામાં ધ્રુજતી અને શરમાતી કન્યા સહીત સ્ત્રી વર્ગ તેને આવકાર આપવાને આવ્યો, અને તેથી તેને મુંગા રહેવું પડ્યું. સ્તબ્ધ થઈ ગએલાની માફક થોડીવાર તેણે તેને નિહાળીને જોઈ. તેનો બધો આત્મા દ્રષ્ટીદ્વારા બહાર નિકળીને સુંદર આકૃતિ ઉપર ઠર્યો હોય એમ જણાયું. એક ડોશીએ તે યુવતીના કાનમાં કાંઈ કહ્યું, તેથી તેણે બોલવાની કોશિશ કરી પોતાની સજળ શરમાતી આંખ ઊંચી કરી કાંઈ પુછતી હોય એવી દ્રષ્ટીથી તે પહેલવાન તરફ જોયું અને ચક્ષુને પાછાં જમીન તરફ ઢાળ્યાં. તેના મોઢામાંથી કાંઈ શબ્દ નિકળ્યો કે નહીં તે જણાયુંજ નહીં. પણ અધર ઉપરના મધુર સ્મિતહાસ્ય અને ગાલ ઉપરના કપોળભંગથી તે તદ્દન સંતુષ્ટ હર્ષિત હોય એમ માલમ પડ્યું. અઢાર વરસની ભર્તુકામ વયની, પ્યાર અને લગ્ન આતુર કન્યા આવા ફાંકડા પહેલવાનથી ખુશ ન થાય એ બનવુંજ અસક્ય હતું. આપણે જોયું તેમ મીજમાન મોડો આવવાથી વાત ચિતને માટે કાંઈ વખત રહ્યો નહોતો; બેરને તરત ખાણું પીરસવાનો હુકમ આપ્યો. આપણા પરોણાએ ખાણાની થોડીજ દરકાર લીધી. તે તો કન્યાને જોતાંજ આનંદમાં લીન થઇ ગયો હતો. તે તેની સાથે કાંઈ છાની છાની વાતો કરવા લાગ્યો—પ્યારની ભાષા હમેશાં ધીમીજ હોયછે, પણ વલ્લભના ધીમામાં ધીમો શબ્દ સાંભળી ન શકે એવી પ્રીયાકયાં છે? તેમુગ્ધા ઉપર થતી અસરથી તેની વાતચીતમાં કોમળતા અને ગાંભિર્ય માલમ પડતાં હતાં. જેમ જેમ તે તેની વાત ચીત સાંભળતી હતી તેમ તેમ તેના ચહેરા ઉપર વારા ફેરતી સુરખી ચડતી ઉતરતી હતી. કોઈ કોઈ વખતે તે તેને કાંઈ શરમ

યુક્ત ઉત્તર આપતી હતી, અને જ્યારે તેની નજર બીજી તરફ હોય ત્યારે તેના વિક્રાંત ચહેરા તરફ આડી નજરે જોતી હતી, અને મંદમંદ સુખો શ્વાસ કાઢતી હતી. તે તદન સુખી હતી. આ ઉપરથી એ દંપતી એક બીજા તરફ પ્યાર બધ્ધ હતાં તેતો દેખાઇતુંજ હતું. ફઈએ.જે પ્યાર વિદ્યામાં નિપુણ હતી, તેમણે કહ્યું કે તેઓ અરસ પરસ નજર પડતાંજ આશક્ત થઇ ગયાં હતાં.

દરમ્યાન મીજબાનીનું કામ ધમધાકાર ચાલતું હતું. મીજમાનો બધા ખાલી ખીસાંવાળા અને પર્વતની ઠંડી હવા ધારનારા હતા, તેથી તેમની મિષ્ટાન પ્રત્યે અભિરૂચીનાં કાંઇ પુછવું પડે એમ નહોતુ. બેરને આ વખતે પોતાની સરસમાં સરસ અને લાંબામાં લાંબી વાતો કહી, અને આજનો તેની અસર પણ કંઇ ઓરજ તરેહની હતી. સહેજ બાબતમાં તેઓ (શ્રોતાઓ)તાજુબીમાં ગરકાવ થઈ જતા, અથવાતો કલેજું પકડીનેહસતા. જોકે બેરનનું બોલવું બધા મોટા માણસની માફક થોડુંજ હાસ્ય જનક હતું, તોપણ જ્યારે તે પણ મીષ્ટાનની સાથે પીરસવામાં આવેછે ત્યારે તેની અસર કાંઇ જેવી તેવી થતી નથી.

આ સઘળી મોજમજાની અંદર પરોણાએ નવાઇ જેવી અને નછાજતી ગંભીરાઇ ધારણ કરી રાખી હતી, જેમ જેમ રાત વધતી ગઇ તેમ તેમ તેના ચ્હેરો વધારે શોકાતુર થતો ગયો, અને એતો નવાઇ જેવું છે કે બેરનની મશ્કરીઓ સાંભળીને તેતો ઓર વધારે ગમગીન થતો હતો. કોઇ વખતે તે વિચારમાં નિમગ્ન જણાતો અને કોઈ વખતે ચંચળ અને વ્યગ્ર આંખથી તે બેચન માલમ પડતો. વધુની સાથેની તેની વાત ચીત વધારે વધારે એકાગ્રહ અને ગહન થતી જણાતી હતી, અને તેની શાંત ચ્હેરો ઊપર બેચેની માલમ પડવા લાગી અને તેનું શરીર કાંપવા લાગ્યું.

આસપાસનાઓથી આ કાંઇ છુપું રહે તેવું નહોતું. વર રાજાની વીચિત્ર ગમગીનીથી તેમનો આનંદ મંદ પડી ગયો. છુપી વાતો ચાલવા લાગી અને કેટલાક શક મંદીથી માથું ધુણાવવા લાગ્યા. ગાયન અને

હાસ્ય ઓછાં થવા લાગ્યાં, અને આખરે ચમત્કારિક–ભૂતની વાતો આ લવા લાગી. એક વાર્તા પુરી થતી કે બીજી શરૂ થતી. અને બેરને એક પિશાચ–અશ્વાર એકખુબસુરત કન્યાને કેવી રીતે લઇ ગયો હતો, તેને લગતો હેવાલ કહ્યો.

વરરાજાએ આ વાત ઘણુજ ધ્યાનથી સાંભળી. વાતની દરમ્યાન તે બેરનને ટીકી ટીકીને જોવા લાગ્યો અને જેમ જેમ વાત પુરી થવા આવી તેમ તેમ પોતાની ખુરશીમાંથી આસ્તે આસ્તે ઉઠવા લાગ્યો. વાત પુરી થઇ કે તે પોતાની જગ્યાએથી ઊઠયો, નિશ્વાસ નાંખ્યો અને મંડળીની રજા માગી. આથી બધાં આશ્ચર્ય પામ્યાં અને બેરનતો સ્તબ્ધજ બની ગયો.

શું? આ મધરાતને વખતે કીલ્લો છોડી જવાનું કહોછો? કેમ, આ બધી તૈયારી તમારા આદરમાન ખાતર કરવામાં શું નથી આવી? જો તમારી સુઇ જવાની મરજી હોય તો બીછાનું તૈયારછે,

પરોણાએ પોતાનું માથું માર્મિક પણે ધુણાવ્યું અને કહ્યું આજ મારે જુદીજ જાતના બીછાનામાં સુવાનું છે. આ જવાબ એવી રીતે આપવામાં આવ્યો હતો કે તેથી બધાને કાંઇ સંદેહ ઊત્પન્ન થયો, પણ બેરને હિંમત લાવીને તેને ફરીથી અગાઊ માફક કહ્યું.

દરેક માગણીની વખતે તેને ચુપકીથી પણ ચોકસ રીતે માથું હલાવ્યાં કીધું, અને આખરે મંડળીને સલામ કરતો હોય, એમ પોતાનો હાથ હલાવીને તે ઓરડાની બહાર નિકળ્યો. ફુઇઓ તો આશ્ચર્યતાથી વિસબ્ધ બની ગઇ અને કન્યાએ માથું એક બાજુ કરી દુઃખથી શોકાશ્રુ પાડયાં.

બેરન કિલ્લાના દરવાજા સુધી તેની પછવાડે ગયો. એક ઝાંખા આકાસી દીવાથી દરવાજા ઉપર કાંઇક અજવાળું પડતું હતું, જ્યારે તેઓ દરવાજા પાસે આવ્યા, ત્યારે પરોણાએ ધુમાના પ્રતિધ્વનીથી ઘણુજ ખોખરા અવાજે કહ્યું. અહિંઆં આપણે એકલા છીએ માટે જવાનું હું તમને કારણ કહું છું. "મેં દ્રઢ મનથી પ્રતિજ્ઞા કરીછે કે"—બેરને

કહ્યું, તમારે બદલે કોઇ બીજાને મોકલવામાં આવે તો? "નહિ નહિ તેમાં બદલો ચાલે તેમ નથી, મારે જાતેજ જવું જોઇએ, આજે રાતે જરૂર વર્ટઝબર્ગના દેવળમાં જવું જોઇએ." આ સાંભળી બેરન તો દ ઘાઇ ગયો તે છતાં તેણે કહ્યું, શું કાલ સુધી તમારાથી રોકાવાતું બનશે નહિ? કાલે તમે તમારી પત્નીને સાથે તેડીને ખુશીથી જજો.

"નહિ, પરોણાએ ગંભીરાઇથી કહ્યું, મારે કોઇ પત્નિ નથી, મારે કાં ઇ સંકેત નથી, જીવડા, હાં, જીવડા, મારી રાહા જુએછે. હું જાઉંછું. હું જીવતો નથી. મને ચોરોએ મારી નાખ્યોછે. મારૂં શરીર વર્ટઝબર્ગ ના કિલામાં પડ્યુંછે. આવતી સવારે મને ભુમિદાહ કરવાનોછે. કબર માટે મેં વર્ટઝબર્ગનું દેવળ પસંદ કીધુંછે, મારે અહિંથી તાકીદે જવું જોઇએ!!! એટલું કહીને તે પોતાના ઘોડા ઉપર કુદી બેઠો અને વિ- જળીના વેગ કરતાં વધારે વેગથી ઘોડાને દોડાવી ગયો. ચોઘડીઆર માં પવનના સોસવાટાની અંદર જે ઘોડાના ચાલવાથી પડઘો આવતો હતો તે સંભળાતો બંધ પડયો.

બેરન ધ્રુજતો ધ્રુજતો કિલામાં પાછો આવ્યો, અને સઘળું વ્રતાંત દે બાવાર બેઠેલા મીજમાનોને કહી દેખાડ્યુ. બે સ્ત્રીઓતો તે સાંભળી ને સ્તબ્ધ થઇ ગઇ અને બાકીનાઓને ભુત સાથે જમવાના વીચારથીજ ટાઢ છુટી. કેટલાકે કહ્યું કે તે જરમનીનો પ્રખ્યાત શિકારી (ભુત, હ શે, આથી વાતે નવીજ વલણ પકડી. કેટલાક ભુત; પિશાચ, ડાકણ વગેરેની વાતો ચલાવવા લાગ્યા. એક ગરીબ સગાએ હીંમત પકડીને "કહ્યુંકે એનો વરરાજાએ કાંઇ મશ્કરી કરી હશે, પણ બધાએ તેને હશી કહાડયો અને બેરનતો તેને નાસ્તીક ગણીને તેના ઊપર ઘણોજ ગુસ્સો થયો.

આ વખતે તેમને ગમે તેવી શંકા ઉપજી હોય પણ બીજે દહાડે કા- ઊન્ટના મરણના અને તેને વર્ટઝબર્ગના કીલામાં ભૂમીદાહ કરવાના ખ બર આવ્યાથી તે બધી દુર થઇ.

આ ખબરથી કીલામાં જે ઘોર બકોર થઇ રહ્યો તેનો વિચારજ કરી

લો. એરન એક ઓરડામાં ભરાઈ બેઠો. જે ગમાનો સુખની વખતે તેની સાથે મોજ મજાહ માણવાને આવ્યા હતા તે તેને દુઃખની વખતે કેવી રીતે છોડી જઈ શકે? તેઓ આવા ભલા માણસનું દુઃખ જોઇને પોતે દુઃખી થવા લાગ્યો, પણ સૌથી દુઃખદ સ્થિતી તો કન્યાની હતી. એવા સુંદર ભરથારને, તેને ભેટ્યાં પહેલાં ખોવો એ શું થોડું દુઃખ જ નકછે! તેનું પ્રેત એકલું ઊદાર અને માયાળું હતું. તો તે પોતેતો જીવ તો હશે ત્યારે તો કોણ જાણે કેવોએ હશે—

આ બનાવને બીજે દહાડે તે પોતાની એક ફુઇ જોડે પોતાના ઓરરડામાં સુતી હતી. ફુઇ જે ભુતોની વાતો કહેવાને ઘણીજ કુશળ હતી તે

( અધુરૂ. )

---

# ચરચા પત્ર.

## છીનાળાના ગુન્હામાં સ્ત્રીને શા માટે શિક્ષા નથી તેનો ખુલાસો.

અધીપતી સાહેબ.

ઘણાક લોકોનું એમ માનવુંછે કે પીનલકોડમાં કલમ ૪૯૭ ની અદર જે છીનાળાનો ગુન્હો ઠરાવ્યોછે, તેમાં સ્ત્રીને શિક્ષા કરવાની મનાઇ કરીછે તે ખરેખર ગેરવાજબી દીસેછે; કેમકે જો છીનાળું કરનારને શિક્ષા મળે તો છીનાળું કરાવનારને શા માટે મદદગારીના ગુન્હા બદલ યોગ્ય શિક્ષા ન આપવી? પણ જરા કાયદા જ્ઞાનથી કાયદાના ધોરણસર વિચાર કરવામાં આવે તો જણાશે કે પીનલકોડમાં જે મનાઇ કરી છે તે વાજબીછે, એટલુંજ નહી પણ કાયદાને અનુસરીનેછે.

છીનાળાના ગુન્હામાં સ્ત્રી ગુન્હો કરેછે કે નહી. ને કરે છે તો શાનો કરેછે તે પ્રથમ જણાવવાની અગત્ય જણાયછે. સ્ત્રી તરફનો કાંઇક વાંક આપણે ગણીએ તો છીનાળામાં મદદગારીનો ગણાઇ શકાશે, તો હવે જોવું જોઇએ કે મદદગારીના ગુન્હાના સાધનો તેમાં સમાયછે કે કે

મ. ધારો કે હું એક ચોરને કહું કે હું તંને રાતના કમાડ ઉઘાડીશ ને તારે છાનુંમાનું ઘરમાંથી મ્હારી રૂપૈઆની પેટી ઉપાડી જવી, જો એ માણસ ઊપાડી જાય તો હું શું ચોરીના કામમાં મદદગાર ગણા ઇશ? ના બીલકુલ નહીં.

રાણી વિ૦ ત્રઇલોખ ( ઇ૦ લો૦ રી૦ ૪ કલકતા ૨૬૬ ) માં હકીકત ઉપલા પ્રકારને મળતી હતી. અ એ બ સાથે એવી ગોડવણ કરી કે તારે મને તારા શેઠના સામાનની ચોરી કરવા દેવી. બ એ આ વાત પોતાના શેઠને કહી અને અ ને ચોરીના વાંકમાં ફસાવી તેમ શિક્ષાએ પહોચાડવાના હેતુથી શેઠ તથા ચાકરે બને અ ને ચોરી કરવા દીધી. આમાં અ ને અપરાધી ગણ્યો હતો પણ શેઠ ચાકરને કાંઇ વાકમાં આણવામાં નહોતા આવ્યા. આપઘાત શિવાય પોતા ઉપર થએલા કૃત્યને ગુન્હો કહેવાતો નથી. ગુન્હામાં બે જણ જોઇએ. ગુન્હો કરનાર પહેલો તથા જેના પ્રત્યે ગુન્હો થાયછે તે બીજો. જયારે કોઇ ત્રીજો શક્ષ ગુન્હો થવા પહેલાં કાંઇ મદદગારી આપે, અથવા ઉશ્કેરણી કરે ત્યારે પાછો ત્રીજો તે મદદનીસ ગુન્હેગાર થાયછે. છીનાળાના ગુન્હામાં સ્ત્રી બે જણાનુ કામ સારેછે એક તો ગુન્હો જેના પ્રત્યે થયો છે તે, અને બીજું એકે તેમાં તેણે મદદગારી કરી. આનો અર્થ એટલો કે જે કૃતી થઇછે તે પરસ્પર સમતીથી થઇ એટલે તે કાંઇ પણ ગુન્હો નથી, અને આટલાજ કારણસર વીલાયતના કાયદામાં છીનાળાનો ગુન્હો ગણવામાં આવ્યો નથી.

" અલબતે કેટલાક એમ કહેશે કે સ્ત્રીનો મર્દછે તે પ્રત્યે ગુન્હો થયો છે, એટલે સ્ત્રીને મદદગાર ગણવી જોઇએ. એક સ્ત્રી પોતાની પોતાને હાથે લજયા લુંટાવા દે તેથી તેના ધણીને શું નુકશાન થાયછે? ખરેખરૂં જોઇએ તો કાંઇ નહી. જો એ સ્ત્રીની વરતણુંક તેના મર્દને અઘટીત લાગતી હોય તો તે સાથે સબંધ તોડી શકેછે. જેમ ઘણા સુધરેલા વિદેશોમાં સ્ત્રી તથા મર્દની સંસારી સ્થીતી એક સરખી છે, તેવી સ્થીતીનું ધારણ આપણા દેશમાં સંપાદન થયું નથી, જેથી સ્ત્રી એ તેના ધણી

નો મીલકત ગણાયછે; અને તે મીલકત બીજી સાધારણ જંગમ મી લકતથી ન્યારીછે એટલે મર્દની માલીકી પરસ્પરની હયાતી સુધીછે. ગાય ઘોડાંની માફક મર્દના મર્ણ પછી લેણદારોનું કરજ ધોવા કામ આવતી નથી; અને જ્યારે આપણા દેશની આવી સ્થીતી છે, ત્યારે કાયદાકારોએ છીનાળું એક જાતનો ગુન્હો ગણ્યો છે; જેમાંથી સ્ત્રીને શિક્ષાથી મુક્ત ગણીછે, તેનું કારણ જોઇશું તો પાધરૂંછે.

જે લોકોને અદાલતોમાં ફોજદારી કેસોનો અનુભવ છે તેઓ જાણતા હશે કે બધા ગુન્હાઓમાં રૂસવત લીધાનો તથા છીનાળું કીધાનો ગુન્હો ભાગ્યેજ પુરાવાના બળથી સાબીત થાયછે, અને તે છેક કારણસર છે, કેમકે એ બે ગુન્હાઓમાં સાક્ષી મળી શકતા નથી. આબે ગુન્હામાં બનતી હકીકત બે શીવાય ત્રીજાને હાથ જવાનું અવશ્ય કારણ નથી, અને એ બંનેઓને હકીકત ઢાંકી રાખવામાં સ્વાર્થ રહેલો છે; બીજા બધા ગુન્હાઓ આ બે કરતાં દુનીઆમાં ઓછા બનેછે. તો પણ તે બંને પ્રસિધ્ધમાં થોડા આવેછે, તેમાંથી સાબીત ઘણાજ થોડા થઇ શકે, અને જે થાયછે તેતો ઘણા જુજ.

છીનાળાના કામમાં સર્વથી જાણીતો સાક્ષી સ્ત્રીછે અને એને જો મર્દનો સાથે સગુન્હેગાર ગણવામાં આવેતો પછી કેસ ના સાબીત કર્યા વગર છુટકો નથી, કેમકે બીજી રીતે અપરાધ સાબીત કરવા કાંઇ સાધન નથી. સ્ત્રીને સગુન્હેગાર કરી કેસ ના સાબીત કરવા કરતાં તેની સાક્ષી લઇ ગુન્હેગારને શિક્ષાએ પહોચાડવામાં ન્યાયનો હેતુ સારી રીતે પાર પડેછે. ગુન્હો જવા દેવા કરતાં એક ગુન્હેગારને માફી આપી બીજા અપરાધીને શીક્ષાએ પહોચાડવામાં કાયદાકારોનું સંપુર્ણ ડહાપણછે, અને આજ કારણથી માફી આપવામાં આવેછે.

લી૦ એક કાયદાનો

અભ્યાસી.

# સોનેરી શબ્દો.

(ગુજરાત માસિક માટે અંગ્રેજીમાંથી ખાસ ભાષાંતર.)

દુર્ભાગ્યના દુઃખ ન લાગવાં એ માણસનુ કામ નથી, પણ તેને ન સહેવાં એ માણસને છાજતું નથી. સીસરો.

০ ৪

શરીરના ચેપ મનના ચેપ કરતાં ઓછા હાની કારક છે એમ કોઇ માણસે ભુલ ખાવી નહીં. તેઓ એથી પણ વધારે નુકશાન કરનાર છે. તેઓ વધારે ભયંકર રોગ પ્રવર્તાવે છે; તેઓ ઉંડા ઉતરે છે, અને વધારે છુપી રીતે પસરે છે—પેટ્રાર્ક

০ ৪

પરમેશ્વર એવડો મહાન છે કે તેની આડે આપણે આવી શકતા નથી, એટલો ન્યાયી છે કે તે ગેરવાજબી કરે નહીં, એટલો ભલો છે કે કોઇ પણ માણસના દુઃખથી તે આનંદ પામતો નથી. એટલા માટે આપણે ઇશ્વરેચ્છા સઉથી સારી છે એમ માનીને તેને ધીરજથી આધીન થવું.—બીશપવીલસન.

০ ৪

ભાગ્યની સઘળી ખામીઓને માટે કાંઇક ઇલાજ છે, કેમકે માણસ જો પોતાની મોટી મોટી ઇચ્છાઓ પરિપૂર્ણ કરી શકે નહીં તો તેનો ઉપાય એ છે કે તે ઇચ્છાઓને ટૂંકી કરવી.—કાઉલી.

০ ৪

દરેક દરજ્જાના લોકને કંઇક વિશ્રાંતિ અગત્યનીછે; મગજ જે મનન કરે છે અને બાહુ જે બળ વાપરે છે, તેને પોતાની કમી થયલી શક્તિઓને ઠેકાણે આણવાને કંઇક થોડો ઘણો વિસામો જોઇએ—
ગીલ્પીન.

০ ৪

કદી એવી કોઇ પણ મંડળી, ટોળી તડ, અથવા સમુહ ન હતું કે જેમાં સૌથી વધારે અજ્ઞાન વધારેમાં વધારે જુસાદાર નહીં હોય કારણ

કે મંદબુદ્ધિના માણસ કરતાં મધ માંખી વધારે મહેનતું પ્રાણી નથી. એમ છતાં, કદાચ આવાં હથિઆરો અગત્યનાં છે; કેમકે જેમ ઘડીઆળમાંના વધારે બારીક અને વધારે ઉપયોગી ભાગોની ગતિને મદદ કરવાને અને નિયમીત કરવાને કાંઇક લટકતા ભારની જરૂર છે, તેમ રાજ્યોમાં પણ એવાં વજનની જરૂર છે.—પોપ.

○ ⁚

સૃષ્ટિના ફળફળાદીકની વૃદ્ધિને માટે અને મનુષ્યની જીંદગીના બીજા ઉપયોગ સારૂ આવાં ડહાપણથી લાયક કરેલી ભીનાશ અને સુષ્કતા તથા ટાઢ અને તાપની ઋતુઓની ભિન્ના ભિન્નતા ઇશ્વરી દીર્ઘ દ્રષ્ટીની એવી સાબીતી છે કે તે કનિષ્ટ બુદ્ધિથી પણ સમજાય છે.—સાઉથ.

○ ⁚

—આર્થિત્રમાં અંતઃકરણ સિવાયના શબ્દો કરતાં શબ્દો વિનાનું અંતઃકરણ રાખવું વધારે સારૂં.

○ ⁚

કલ્પિત દુખોના ઉપર વિચાર કરવામાં જો આપણે ગરક થઇ જઇયે તો તેઓ ખરાં થાય છે; જેમકે કોઇ માણસ જે ગમગીન વિચારમાં દીવાલ અથવા ફડેકાલના ઉપર કઇક ચહેરાના જેવું જુવે તે સીસાપેનના બે ત્રણ ઘસરકાથી તેને દ્રશ્યમાન અને કલ્પનામાં જે તેણે જોયું તેને મળતું બનાવી શકે.—સ્વીફ્ટ.

⁚ ○

ઉંચા આકાશના ભભકદાર અને શોભાયમાન દેખાવ તરફ એકવાર જોવાથી તેના સર્વ શક્તિમાન કર્તા સબંધી તમામ હલકા વિચારો નાબુદ થઇ જાય છે.—સ્ટોટ,

⁚ ○

જ્ઞાન જુવાન માણસનો મુકટ અને તેના ગળા માંહેની સૂવર્ણની કંઠી છે.—અરબી કહેવત;

⁚ ○

સારી કેળવણી જુવાન માણસોની ખામીઓને ખાળેછે, જે ખામીઓને મુળ બાઝે તો તેઓ સકત દુખરેખ સિવાય બીજા કશાથી મટશે નહીં.—ગીસ્તસ્ટ્રીમર.

---

# નવાઇના નમુના.

પંખિઓ કેટલાં વરસ જીવી શકે છે, તેપણ અકલવડે માણસો પા રખી શકવાનો દાવો કરે છે. લંડનના રીજંટપાર્કમાં પ્રાણિ વિદ્યાના સ-ગ્રહમાં અનેક જાતના પંખિઓ રાખવામાં આવે છે. તે પ્રાણિઓમાં એક માદાગાસ્કરમાંથી આણેલો કાળી જાતનો પોપટ હતો. આ પોપટ સને ૧૮૩૦ ના જુલાઇ મહીનામાં પ્રાણિ સંગ્રહાલયમાં મી૦ ચાર્લસ ટેલ્ફૅરે ભેટ દીધો હતો . આ પ્રાણિ આ ઠેકાણે ૫૪ વર્ષ જીવ્યું. પોપટ કેટલી જીંદગી ગાળે છે, તે હુજી સુધી નથી જણાયું. આ પોપટ રીજં ટપાર્કના સંગ્રહસ્થાનમાં આવ્યો ત્યારે પુખ્ત વયમાં હતો. સાધારણ રી તે પક્ષિઓ ૫૦ વરસ જીવે એ પુખ્ત ઉમર ગણાય છે, પણ પોપટનો જી વન કાળ એ કરતાં વધારે છે એમ કહેવામાં આવે છે. આ કાળો પોપ ટ પોતાની લાંબી ઉમરે જરાજરા સુસ્ત થઇ ગયો હતો પણ ૫૦ વરસ ની મોટી ઉમર ઘણી સારી રીતે ગાળી હતી. એક સવારે આગળથી મંદવાડના કાંઇ પણ ચિન્હ જણાવ્યા વગર વૃધ પોપટે પોતાનો પ્રાણ કિરતારને હવાલે કીધો હતો.

---

જે કોઇ માણસ કાંઇ પણ પ્રકારના આધાર વગર હવામાં અધર ર હે તેને રૂ૫૦૦ નું ઇનામ આપવાને મદ્રાસના એક ગ્રહસ્થે જાહેર કર્યું હતું. તેના સબંધમાં ઇગ્લાંડનો એક ખબરપત્રિ જણાવે છે કે પ્રોફ-સર મૌનીયર વિલ્લાયમ્સે "ઈંડીયન વીઝડમ" નામનું એક પુસ્તક રચ્યું છે. તેમાં એક બ્રાહ્મણનો હેવાલ આપ્યો છે કે મદ્રાસના ગવરનરની સમક્ષ આશરે જમીનથી ચાર ફિટની ઊંચાઇએ કાંઇ પણ આધાર વ ગર ચાલીસ મીનિટ હવામાં રહયો હતો.

(થીઓસોફીસ્ટ.)

ખેડૂત મોલ નિરખેઁ નિજ ખેતરોના,
ટોળાં વળી તગડતા બહુ તેતરોના;
પાકેલ આ કણસલાં પરખાય પીળાં,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૭

કામીનિઓ ગરભિ કોમળ ગાય કંઠે,
પંથીજનો પરમ હોંસથી જાય પંથે;
ચારે દિશા પડિ ગયા સરખાજ ચીલા,
લીલાધરે લલિત આવિ રચાવી લીલા. ૮

કોવીદતો શરદની કવિતા કરેછે,
ગોવીંદના ગહન ગુણ વિષે ગળેછે;
સાધૂ ગણે સરસ સેજ સુવાની શીલા,
લીલાધરે લલિત આવિ રચાવી લીલા. ૯

વાણું થતાં ઝણુણુ ઝાલર ઘંટ વાગે,
લીસાં રવી કિરણ શીતળતાથિ લાગે;
કેવા દિસે કુદરતી ઘણી વાર કિલ્લા,
લીલાધરે લલિત આવિ રચાવી લીલા. ૧૦

શીઝી જનો શરદની કરતા ન સ્તુતિ,
જાણે ખુમી વચન મુખથિ જાય ખૂટી,
ગંદૂ કરે ગરિબની બહુ જેમ ગીલા;
લીલાધરે લલિત આવિ રચાવી લીલા. ૧૧

ગુણીજનો ચતુર ઋતુ રૂડે ગણેછે,
ભાગો કરી વરસના ઋતુઓ ભણેછે;
જૂદા દિસે જમિનના બહુ જેમ જીલ્લા,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૧૨

**ભવાનીશંકર નરસિંહરામ તંત્રી**

---

# ગુજરાત માસિક પત્ર.

પુસ્તક ૪ થું. માર્ગશિર્ષ. ૧૯૪૧. અંક ૨ જો.


## દયુમીનો સરદાર.

(સાંધણ પાને ૧૦ થી)

જમનાએ ડોકું હલાવી, પ્રશંસાની સાથે ટીકા કરી–' આપણા પુર્વજન્મમાં આપણે જે સંચિત કર્યાં હોયછે, તેનું ફળ આપણને મળવું જોઈએ. એ ફળ આપણે અચુક ભોગવવાંજ પડેછે, અને તેના પ્રતિબંધ કરી શકતા નથી." હું બોલ્યો. "બરાબર, જમના કહે છે તે ખરી વાતછે. મારા એકના એકજ કુમાર રત્ન ઉપર મારી પ્રીત્તિછે તેથી તેના કામ કાજની વચે હું આવી શકતો નથી. હે પત્નિ, હે સુજ્ઞપત્નિ, તમારા અનુચરને જો મારેલ હોયતો તેના પુર્વ જન્મમાં તેણે જેવાં કૃત્ય કરેલાં હશે તેવાં તે ફળ ભોગવેછે.'' આથી એ શાણી રાણી જરા ગુંચવણમાં પડી, પણ તરતજ એ ગુંચવણમાંથી પાછી નીકળી જઈ બોલી, "જો રત્નની વતણુંક તેના પુર્વ જન્મના સંચિતનું પરિણામ હોય તો મારી ફરીઆદ પણ મારા પુર્વજન્મમાં કરેલ કૃત્યનું પરિણામ છે, અને એ પ્રમાણે જોતાં મારી ફરીઆદ ગેરવાજબીછે." એટલું બોલી બંધ રહ્યા પછી શાસ્રીજીએ એક નિચેની વાત કહેવા માંડી. શાસ્રીજી બોલ્યા. "હજારો શિષ્ય સહવર્તમાન શંકરાચાર્યે નેપાળ દેશમાં મુસાફરી કરી, ત્યારેઆ આખું વિશ્વ ભ્રાંતિરૂપછે એવા વેદાંતમતનો તેમણે વકતાની પેઠે ઉપદેસ કરવા માંડયો, અને જે જે જગોએ તેઓ ગયા ત્યાં શ્રોતાજનોના મન ઊપર ઘણી સારી અસર કરી.

તેમની સુકીર્તી નેપાળના મહારાજાને કાને પહોચી, તેથી મહારાજા

એ પોતાની દરબારમાં પધારવાનું આમંત્રણ કરી, તેમને પધરાવવા માટે કેટલાએક ચાકર તથા એક પાલખી મોકલી આપ્યા. શંકરાચાર્યને હજુરમાં દાખલ કરવામાં આવ્યા, ત્યારે અમીરો અને પંડિતો જેની આસપાશ વીંટાઇ વળેલાછે, તથા સંખ્યાબંધ યોદ્ધાઓ ખુલ્લી તરવારથી જેની સન્મુખ ઉભેલાછે, એવો મહારાજા તખ્ત ઉપર બીરાજેલો હતો. એ વખતે શંકરાચાર્યે સર્વ જગત ભ્રાંતિરૂપછે એ મતનો બહુ સુમાષિતપણાથી ઉપદેશ કરવા માંડયો. એ પછી મહારાજાએ પોતાના અમીર ઉમરાવોને તથા એ નામીચા ઉપદેશકને બહાર ખુલ્લાં મેદાનમાં પોતાની સાથે આવવાનું કહ્યું. શંકરાચાર્યે એ વાત કબુલ કરી અને શહેરમાં લોકોના જાણવામાં એ ખબર આવી એટલે તેઓએ એવી કલ્પના કરી કે કાંઇક નવાઇ જેવો બનાવ બનવાનોછે, અને તેથી સંખ્યાબંધ માણસો બહાર દોડી આવ્યા. એ ખુલ્લા મેદાનમાં મહારાજ પોતાના અમીર ઊમરાવો તથા પંડીતો સહીત ઉભા રહ્યા, અને આ સર્વ વિશ્વ ભ્રાંતિ રૂપછે એવી મતલબનું શંકરાચાર્યે છટાદાર ભાષણ કર્યું, તે હજારો માણસોએ કાંન દઇ સાંભળ્યું. હવે તે પ્રસંગે શું બન્યું તે જુઓ!

પ્રથમથી મહારાજાએ ગોઠવણ કરી મુકી હતી તે મુજબ એક મદોન્મત હાથી તે શંકરાચાર્યના ઉપર છોડી મુકવામાં આવ્યો. શંકરાચાર્યે જ્યારે હાથીને જોયો ત્યારે પોતાથી બની શકે તેમ ઝડપથી તે નાસવા લાગ્યા. ત્યાર પછી એ હાથીને પકડી લેવામાં આવ્યો અને શંકરાચાર્યને મહારાજા સન્મુખ રજુ કરવામાં આવ્યા. આ બધો તમાસો જોઇ જમા થએલી લોકોની ઠઠ વિસ્મયતા પામી. એ વખતે મહારાજા બોલ્યા–"અરે! આપનો મોટી પ્રતિષ્ઠા ધરાવનાર ધર્મોપદેશક છો. આ જગત સર્વ મિથ્યાછે એ મતમાં હજારો માણસોને તેમના ધર્મથી ફેરવી આપના મતમાં આપે દાખલ કરેલા છે, પણ મને તો આપનો બધો ખોટો ઢોંગ લાગે છે, કેમકે જો બધું ભ્રાંતિરૂપછે એમ ગણીએ તો આપના પાછળ હાથી દોડયો એ પણ ભ્રાંતિરૂપછે અને એમ છે ત્યારે આ-

પ એ હાથીની ચોટમાંથી બચવાને માટે એટલી બધી ઝડપથી કેમ ના સતા હતા?" મહારાજાના આ પ્રમાણેના શબ્દ સાંભળી, લોકોના જે સમુદાય ભેગો થયો હતો તેમની મનોવૃતિમાં વિજય હર્ષ છવાઇ રહયો. દરેક જેણે કહ્યું કે શંકરાચાર્યનો તદન પરાજય થયોછે પણ એટલામાં તો આચાર્ય મહારાજે ઉંચી દ્રષ્ટી કરી નીચે પ્રમાણે રાજ્ય કરતાને કહ્યું.

હા, વિવકી મહારાજ મારી હકીકત ધ્યાન દઇને સાંભળો. ન્યાયના ખોટાં પ્રમાણ બતાવી આપ મારા ઉપર આરોપ મુકોછો પણ મનેતો એમ જણાયછે કે આ વિશ્વ ભ્રાંતિરૂપ છે એ મતને આપ સમજતા નથી; હે ભુપતિ આપની દ્રષ્ટીએ જોવામાં આવેછે તે ભ્રાંતિછે, આપ જે શ્રવણ કરોછો તે ભ્રાંતિછે, આપ જે તુરંગ કરોછો અને આપને જે વી લાગણી થાયછે તે પણ ભ્રાંતિછે અને એમ સર્વસ્વ ભ્રંતિરૂપછે. અ લબત મારી પાછળ હાથી દોડતો હતો તે અને હું નાસતો હતો તે પણ ભ્રાંતિરૂપ છે".

આ છેલ્લા શબ્દો શંકરાર્યના મુખમાંથી નીકળ્યા એટલામાં કોઇ ગેબી શકતીએ રાજકરતાના મનમાં અસર કરી. આ આખું વિશ્વભ્રાંતિરૂપ છે એ મતની મહારાજાના મનમાં ખાતરી થઇ તેથી એજ સ્થળે વેદાંત મતમાં દાખલ થઇ તેમણે આચાર્યજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરયો. શાસ્ત્રીજીની વાતનું છેવટ આવ્યું એટલે જીતચંદ્રાએ પોતાનો વિજય થયાનો વિચાર દરશાવી મને કહ્યું—"વાહ પુર્વજન્મમાંજે નકીનો સમુદ્ર ભેગો કરેલ હોયછે તે મતનો કેવો સારો ખુલાસો બતાવ્યો શાસ્ત્રીજી વાજબીછે, કેમકે પોતાના પુર્વજન્મમાં રત્ને જે કૃત્ય કરેલછે તેનું પરિણામ અવિચાર હોય તો મારી તેના સામેની જે ફરીઆદછે તે પણ મારા પુર્વ જન્મના કૃત્યનું પરિણામછે."

હું ગુચવણમાં આવી પડયો તેથી જીતચંદ્રા મારા તરફ નજર કરી મનમાં હસી, પણ પ્રધાનજી મારો બચાવ કરવા આવી બોલ્યા "હે છત્રપતિ મહારાજ, રાજ્ય પ્રકરણી કામમાં આપની બુદ્ધિ બહુ કુ-

શાસ્ત્ર છે તેના ઉપર આ પ્રપંચી (વેદાંત) મતની કાંઇ અસર થઇ શકે તેમ નથી. આપે મહાભારત કાંમો ઘણી વખત સિદ્ધ કર્યાં છે.'' દયુમીના રાજ્ય કારોબારમાં પોલીટીકલ એજંટ સાહેબ કેટલી વખત વચ્ચે પડયા છે અને કેટલી વખત તેમને ઠંડા પાડી દેવામાં આવ્યા છે મેં કહ્યું પ્રધાનજી યથાર્થ છે. રાજ્ય પ્રકરણી કામમાં અકલ વાપર્યાથી મહાભારત કાંમો સિદ્ધ થઇ શકે છે, પણ રત્નતો નિરંકુસ અને સ્વચ્છંદ ચાલનાર છે, તેથી તેની સાથે દલીલ કરવાથી કાંઇ ફળીતાર્થ થવાનું નથી. જો તેને ખીજવ્યો હોયતો મારી સાથે તે કંકાસ કરશે અને એમ બનશે ત્યારે પોલીટીકલ એજંટ સાહેબને મારા રાજ્કારોબારમાં વચે પડવાનું કારણ મળશે. માટે ખરેખરૂં ડહાપણતો એજકે આપણા રાજ્યનું કામકાજ આપણે એવી રીતે ચલાવવું કે તેથી પોલીટીકલ એજંટ સાહેબને રાજ્યના કામકાજમાં હાથ ઘાલવાની કાંઇ પણ તક મળે નહી. પોલીટીકલ એજંટ સાહેબ જે દરખાસ્તો કરે તે ઉપર હજુ આપણે લક્ષ આપવાનું છે. આપણે કેળવણી ખાતામાં એક અધીકારીની નીમણુંક કરી છે, નિશાળો ઉઘાડી છે, રાજ્યમાં રસ્તાઓ સુધાર્યા છે, જમીનની બરોબર માપણી કરી તેના ઉપર મહેસુલ લેવામાં આવે છે, મારા સઘળા જાગીરદારો સંતોષ પામેલા છે, પ્રજામાં રાજ્ય ભક્તિ છે, સંભાળથી ઇનસાફ આપવામાં આવે છે અને નામદાર બ્રીટીસ સરકારની સાથે હું વફાદારીથી વર્તુછું, ને ઘણી વખત મેં સાબીત કરી આપ્યું છે. હું સ્વતંત્ર રાજા છઉંતો પછી મારા કામકાજમાં કોઇએ વચે આવવું જોઇએ નહીં. પણ રામ ભાઉ આવતો હોય એમ જણાય છે.'' એ પ્રમાણે મારો વખત આનંદથી નિર્ગમન થતો હતો અને છતચંદ્રા, પ્રધાનનું તથા શાસ્ત્રીજી હું જે.જે ગોઠવણો કરતો હતો તેથી પ્રસન્ન રહેતા હતા.

## પ્રકરણ ત્રીજું.

રામભાઉ મારી પાસે આવ્યા ત્યારે મેં કહ્યું. "વારૂ ભાઉ આપ જે છોકરાને સાથે લાવ્યાછો તેને આપ અરજુનને નામે બોલાવો છો. એ છોકરો ખરેખર બહુ ખુબ સુરત છે. આહા! તેની જુવાની કેવી ખીલી નીકળી છે! આપને કેવો મઝેનો ચાકર મળી આવ્યો છે! ક્યા રે એ છોકરાને આપે મેળવ્યો?" રામભાઉએ જવાબ આપ્યો—"તેના ચહેરા ઉપરજ ઘણી વિવેક શકિત છે. નામદાર બ્રીટીષ સરકારના ઇન્જનેરી ખાતામાં મારી નીમણુંક થયા પહેલાં વિદ્યાભ્યાસ કરી મારે પરિક્ષામાં પસાર થવાનું હતું તેથી હું પુનામાં રહયો. એક દિવસે મારા ઘરના ઓટલા ઉપર હું ઉભો હતો તે વખતે એ છોકરો મારી પાસે, આવી ખોરાકની આજીજી કરવા લાગ્યો. હું તો તેની ખુબસુરતી જોઇ હેરત થઈ ગયો, અને મારા ભેળા રહેવાને મેં તેને પુછયું એટલે તેણે એ વાત કબુલ કરી. ત્યાર પછી તે ઇંગ્રેજી શિખેલ છે અને મારા સરકારી કામકાજોમાં તે મને મદદ આપે છે. જ્ઞાતે તે બ્રાહ્મણ છે, એટલું તો હું જાણું છઊં પણ તેનું કુળ કેવું છે, તેના માત પિતા કોણ છે તથા તેની જન્મ ભુમિ કયાં છે તે મારા જાણવામાં નથી.

ઉપરની બાબતોના ખુલાસા મેં તેને ઘણી વખત પુછેલ છે પણ તે એમ જવાબ આપે છે કે મને એમાંની કાંઇ ખબર નથી."

મેં કહયું—"આહાહ! એ છોકરાની કાંતી, તેનું માનયુકત બોલવું તથા તેને જોવાથી સામા માણસના મનમાં પ્યાર ઉત્પન થાય એ બધાં ચિન્હો ઉપરથી જણાય છે કે તે ખાનદાનનું ફરજંદ છે, જેમનાં હર વખત કહે છે કે આપણી તારાને એના જેવો બીજો સારો પતિ નહીં મળે પણ તેની ખાનદાની જાણવામાં ન આવે ત્યાં સુધી આરાથી તેને શી રીતે કબુલ રાખી શકાય!" એટલામાં રામભાઉ વચમાં બોલી ઉઠયા—તેમણે કહયું—"મારા સાહેબ એ બાબતની ખાતરી કરવાને કાંઇ સાધન નથી." મેં લાંબો નીશાસો મુકયો અને થોડો વખત મૌન્ય રહ્યો; પરંતુ રામભાઉ મને બહુ ઉપયોગી હતા. નામદાર બ્રીટીસ સરકારની નોક

રીમાં હોવાથી રામભાઊ સાથે મારે કોઇ જાતની નિસબત નહોતી, તોપ ણ ઘણી વખત તે મારી મુલાકાત સારૂ આવતા હતા, અને મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબની સાથે પત્ર વ્યહવાર ચલાવવામાં તથા તે ના ઊત્તર આપવામાં તેમની મુલાકાતથી મારી યોજનાને એક જાતનું ખિલવવાપણું થતું એ તેમના તરફથી મને મોટી મદદ મળતી હતી.

પોલીટીકલ એજંટ સાહેબ રામભાઊને અડચણ કરતા હતા, તેથી રામભાઊને તે અણગમતા હતા. તેમણે મને જાહેર કર્યું કે કમીશનર જો ન સાહેબ જે નામદાર બ્રીટીસ સરકારના એક મોટા મરતબાવાળા અધિકારી છે તેમણે દયુમી શેહેર આગી નદીના કીનારા ઊપર પોતાના તંબુ ઠોકયા છે, અને તેથી દયુમી શેહેરમાં ભારે ખળભળાટ થ ઇ રહેલો છે. એક વખતે સવારનો પોહોર હતો અને ગરમીને લીધે કકારો થતો હતો. પ્રધાનજી રાજ્ય મામલાનો મર્મ જાણતા હતા તેથી તેમણે એવો વિચાર કરયો કે, કમીશનર જોન સાહેબ અહીં પધાર્યા છે, સબબ તેમની સલામે જઇ, ખુશામતથી તેમની પ્રીતિસંપાદન કરી તેમની પધરામણીનો આપણે લાભ કારક ઉપયોગ કરવો જોઇયે. ક મીશનર જોન સાહેબને હું મળ્યો હતો. તે કદમાં ઉંચા અને શરીરે મ જબુત બાંધાના હતા. તેમનો ચહેરો સુશીલઅને મોલનસાર હતો તથા. તેમના રીતભાત સદ્ગ્રહસ્થને છાજે તેવી હતી. મેં પ્રધાનને હુકમ દીધો જે "સાહેબને પોતાના ઘોડા માટે ચંદી ચારો તથા પોતાને મા ટે ચાકર નફર તથા જમણને માટે ખાણા વીગેરેની કદાચ જરૂર હોય તો, તેમને રૂબરૂ મળી જેજે ચીજની જરૂર હોય તે સઘળી તેમને આપ પુરી પાડશો.

---

## બ્રીટીસ इनसाफगी मोंघाइ--इन्साफ उपरना कर.

ન્યાય મેળવતાં જેમ મોંઘું ખરચ લાગે, તેમ ન્યાય મેળવનારા તે

નો વધારે આશરો લે એ સ્વભાવિક છે; તોપણ બીજી તરફથી એવુ પ ણ બોલવામાં આવે છે કે, જો એમાં સસ્તાઈ અને સરળતા હોયતો મફત કજીઓ લડના ફરીઆદ કરનારા અને હરકત કરનારા ઘણા થાય અને કામ—તકરાર એટલાં વધી પડે કે મિથ્યાવાદિઓને સારૂ ખ રચની કાંઇ પણ ભિતી રાખવી. આવી ભીતી સારૂં કે તે માટેના ખ રચ સારૂં રાજ્ય તરફનો, એવી બે માણસની ખાનગી તકરાર ઉંપર કાંઇ પણ હદમાં કર પડે તો તે માટે લોકોમાં કાંઇ પણ ચરચા વધી પડે નહી; પણ જ્યારે આ કરનો લોભ વધતો જોવામાં આવે, જેમાં ઇ. નસાફ આપવાની રાજ્યની જે ફરજ તે માગનારાઓ થોડા થાય, એમ ધારવામાં આવેછે. જ્યાં લોકો ન્યાય મેળવતાં ખરચના બોજાથી દબાઇ જુલ્મની ધાસ્તિને લીધે ન્યાય વગરનું દબાણ પસંદ કરે, ત્યાં આવા ધારણ સામે ફરીઆદ ઉઠવી જોઇએ.

ખાલસા મુલક સિવાય ટ્રિટોનાં રાજ્યો અને તેમાં પણ કાઠીઆવાડ કે જ્યાં સરકાર સાથે તેઓના સંબંધ થયો, ત્યાંથી તે ઇ૦સ૦૧૮૬૩ ની શાલ સુધી એવું સમજવામાં આવતું હતું કે પરસ્પરના રાજ્યો વચ્ચેના કજીઆ, જેઓ તરવારથી ચુકાવ્યા સિવાય બીજો રસ્તો જોતા નહોતા તેઓ સરકારના સબંધ નિચે આવવાથી એમ સમજ્યા કે પર સ્પરનીને મુલકની સમાધાની સાચવવા સરકારની સર્વોપરી સત્તાને સ્વાધીન થવું. એ સતાને માટે એક ચોકસ રકમ જમાબંદી દાખલ આપવી અને તેના બદલામાં સરકારે તેના મુલકની સમાધાની જાળ વવી અને તેઓના કજીઆ ન્યાયથી ચુકાવવા; પણ ઇ૦ સ૦ ૧૮૬૩ માં કર્નલ કીટીંજે કાઠિયાવાડના રાજ્ય ધોરણમાં કેટલોક ફેરફાર કર્યો, અને તે ફેરફારમાં તેને રાજા અને તાલુકદારોના અખત્યારની સત્ત બાંધી.

જે તાલુકદારોને એક આખું ગામ ન હોય, જે ગામમાં ઘણા ભા ગીદારો હોય, અને એક જણને સતા સોંપવા જેવું ન હોય, તેનો ન્યા ઇક અખત્યાર એજંસી સ્વાધીન કરે. એ વખતે એવા ધોરણ કરેલા

અખત્યારી ભાગના દીવાની કજીઆઓને માટે ફી લેવાનો તેણે રીવાજ દાખલ કર્યો. આ ધારાણે એક રૈયત કે જે સરકારને કાંઇ કર આપતી નથી, તે જો સરકારી અમલદાર પાસે કાંઇ રાજદ્વારી બાબતપર નહિં, પણ કાંઇ ખાનગી કજીઆનો લાભ મેળવવા જાયતો તેણે ફી આપવી; અને સરકારે ન્યાય આપવો એ ઠીક છે; પણ જમાબંદીઆપતા તાલુકદારોને આ રીવાજનિયે દાખલ કર્યાં એટલુંજ નહિં પણએ લોભ વધતો જાય છે, તેથી એ વિષે કાંઇ પણ બોલવું જોઇએ એવો અમારો વિચાર છે. મોટાં રાજ્યો કે જેઓને આવો આવો પ્રસંગ બનતો નથી તેઓ આ બાબત ઊપર વિચાર ન કરે તોપણ જે ગરીબ તાલુકદારોને પોતાના સબંધમાં આવી ફરીઆદો વારમવાર ઉત્પન થાય, અને તેથી તેઓનાપર પડતા ખરચ બાબત વિચાર થવો જોઇએ-એ તકરારો જુદા જુદા સબંધમાં તે તાલુકદારો જેઓ જમેબંદી ભરે છે તે અને જમેબંદી ન ભરતી રૈયત વચ્ચેના દીવાની કજીઆ જમેબંધી ભરતા પરસ્પર તાલુકદારો વચ્ચેના કજીયા અને વળી તે પણ ગરાસ, ચાસ, અને વારસા હીસાને લગતા અને બીજા લેણદેણ વગેરેના વહેવાર, વેપારથી ઉપજતા કજીઆઓ. પેહેલી જાતના કજીયા કરતાં બીજી જાતના કજીઆમાં એક વર્ગ એવો આવેછે કે પ્રજા દાખલ તેઓ સરકારને કાંઈ આપતા નથી. પણ મુરબ્બીપણાથી જે ન્યાયનોહકસરકારે ધારણ કર્યો છે, તે હકની રૂએતેઓ પોતાની ફરીઆદ રજુકરે છેઅને એની ફરીઆદ રજુ કરતા તેણે એ માટે કાંઇ પણફી આપવીએ સામે અમારો અવાજ નથી. અમારો અવાજ એની બરોબરીની ફીનો બોજો એ આંવતલ તાલુકદારોના વર્ગ ઊપરન પડવોજોઇએ. તે માટેછે, અને તે બોજ્યી તદ્દન તેઓને મોકળા કરવા અથવા જરૂરીઆત લાગે તો કાંઇ પણ ઓછું કરવું, વળી એવો પણ એક પ્રસંગ આવેછે કે જેમાં પ્રજા વર્ગ ઊપર એ તાલુકદારોએ ફરીઆદ કરવી પડે એમાં અમારો મત એવોછે કે તેઓને તેમની તાલુકદાર સ્થિતીનો લાભ જે ફીના સબંધમાં આપવા અમે ભલામણ કરી છે તે ન મળવો જોઇએ,

એ બાબતમાં તો તાલુકદારોએ ફી ભરવી જોઇએ, પણ તાલુકદારો વચે પરસ્પર ગરાસ અને ગરાસના હક સબંધીના જે દાવાઓ હોય તેમાંજ તેઓને લાભ આપવો જોઇએ. તેથી એ ખાતાની આવકમાં કાંઇ વધારો, ઘટાડો નહિ થાય. ઇનસાફ આપવાનો હેતુ પાર પડતાં એ ખાતાંનો ખરચ ચાલે એવી આવક ઉત્પન્ન થાય એવા નિયમો ગોઠવાતા નથી, માટે તે વીચારજ કાઢી નાંખીને રસ્તા જેમ સુગમ અને સહેલા થાય તેજ વિચાર કરવો જોઇએ. ગરીબ તાલુકદારોની આ બાબત ઉપર પોલીટીકલ એજંટનું ધ્યાન ખેંચી કાંઇ પણ ગોઠવણ થાય તો કરાવવાનું કામ કેળવણીલઇ પસાર થએલા રાજાઓમાંથી ક્યો રાજા માથે લઇ હીલચાલ કરેછે, તે જોઇએ છીયે તો અમારી નજરતો લીંબડીના ઓનરેબલ ઠાકોર સાહેબ જસવંતસંગજી તરફ જાયછે.

---

## મન શક્તિ.

(ભાષાંતર કર્તા—ઉમીઆશંકર લક્ષ્મિદાસ જોશી)

કુદરત, અક્કલ અને ઉપયોગ એ ત્રણ વસ્તુઓ મનુષ્યમાં પુર્ણતા કરનારીછે. અક્કલને હું તાલીમ કહુંછુ, અને ઉપયોગને કસરત કહુંછું. જો આમાંની કોઇ પણ શાખામાં ખામી આવે તો સદ્ગુણ રૂપી વૃક્ષ જરૂર કરમાઇ જાય; કારણ કે કેળવણી વગરની કુદરતમાં બળ થોડું હોય છે. અને કુદરત વગરની તાલીમ તે કરતાં પણ વધારે નબળી હોય છે, તથા જો આમાંની કોઇ વસ્તુ સાથે કસરત કે અભ્યાસ ન હોય તો તેમાંથી કાંઇ પણ ફળ નિપજે નહી, કારણ કે જેમ ખેતીવાડીમાં ખેડ વાસ્તે પહેલાં તો ફળદ્રુપ જમીન પસંદ કરવામાં આવે છે, ત્યાર પછી સારા વર્ધક અને છેવટે સારા બીની જરૂર રહેછે. એજ પ્રમાણે કુદરતનો આપણે ફળદ્રુપ જમીન સાથે, ચાલાક ખેડુતનો ગુરૂ સાથે, અને સમજણ તથા વિદ્યાનો બી સાથે મુકાબલો કરવો જોઇએ. આપણાથી આગળ થઇ ગએલા **પીથગોરસ, સોક્રેટીસ, પ્લેટો** અને

બીજાં જે જે શખ્સો કહુંપગુની કીર્તી વાસતે યુનાન દેશ મશ્હુર થઈ પામી ગયાછે, તેઓમાં જો આ ધોરણ ન હોતતો તેઓના નામો વિદ્યાભ્યાસ કરનારાઓમાં વિદ્વાન અને મહાન પુરૂષો તરીકે અમર રહેત નહીં. તેટલા માટે આચીજો મનુષ્ય તરફ ઈશ્વરની કૃપાદ્રષ્ટી બતાવનારી સ્પષ્ટ નિશાનીઓછે. આ બધા ગુણો જે તેને બક્ષવામાં આવ્યા.છે તે વીના મનુષ્ય મહાદુઃખી થાત. સદ્ગુણ, ઉદ્યોગ અને કસરતનો રસ્તો મળ્યા પછી હવાપણ મેળવ્યામાં મનશક્તિની કાંઇ જરૂર રહેતી નથી એમ જો કોઇ ધારતો હોય તો તે મારા વિચાર પ્રમાણે વિદ્યાના ખરા ધર્મનો ખોટો ડોળ ઘાલુછે; કારણ કે જો કુદરત પોતાનું કામ ન બજાવે તો મહેનત બધી વ્યર્થ જાય, અને આગળ કહ્યુછે તે પ્રમાણે જો કસરત ન હોય તો કુદરત કાંઇ કામ લાગતી નથી. આળસ મનશક્તિને કટાવી નાખેછે, તથા અભ્યાસ તેને તિવ્ર કરેછે. ગમે તેવી સહેલ બાબત પણ આળસુને મુશ્કેલ લાગેછે, અને ગમે તેવી મુશ્કેલ બાબત પણ મનશક્તિનો સારો ઉપીયોગ કરવાથી સહેલ થઇ પડેછે. ઘણી ઘણી બાબતોમાં આ પણને ખંત અને મહેનતની ખુબી સૌથી સ્પષ્ટ રીતે જોવામાં આવેછે. વર્ષાદનાનાંનાં ટીપાંઓ કઠણ સંગેમરમર વીંધી જાય છે, લોઢું હમેશાં ઠોકાવાથી ઘસાઈને નહી જેવું થઇ જાયછે.આ સિવાય ઉદ્યોગ બીજી બાબતોમાં પણ પોતાની ખુબી બતાવેછે; ફળદ્રુપ જમીન જો કોઇ દિવસ પણ ન ખેડાય તો તે કંઇ પેદા કરતી નથી. અંને (આ પ્રમાણે) કુદરત થીજ સૌથી ઊત્તમમાં ઉત્તમ ચીજ પણ સંભાળ વગર સૌથી કનિષ્ટ થઇ જાયછેઃ કયું વ્રક્ષ એવું છે કે જે વપા વગર ફળ આપી શકે? દ્રાક્ષનો એવો કયો વેલો છે કે જે કાળજી વગર ફળ ઉત્પન્ન કરી શકે? શું બહુ કોમળતાથી શારીરિક બળ નબળું નથી થઇ જતું? માઈલોન કુસ્તી ન મળવાથી શું તેની મજબુત ભુજાઓ પાતળી નહોતી થઇ ગઇ? વળી ઉદ્યોગથી ક્રુર ઘોડાંને પણ પાળી શકાયછે, અને જંગલી બાળને પણ સુધારી શકાયછે, તથા મોટામાં મોટા કિલ્લાને પણ પાયમાલ કરી શકાયછે. થેસલીનાએક રહેવાસીને પુછવામાં આવ્યું કે થેસલી

વાસીમાં સૌથી નીચમાં નીચ કોણ ગણાયછે? તેનાજવાબમાં તેણે કહ્યું. કે જેઓ (ત્યાં) સુખશાન્તિમાં રહી લશકરી કામોમાં કામ આવતા નથી તેઓ સૌથી નીચ ગણાય છે. ખરેખર આ જવાબ તેણે બરાબર આપ્યો હતો. પણ જે બાબત વિષે, કરારનો ખુલાસો થઇ ગયો છે તેના વિષે વધારે શા વાસ્તે બોલવું જોઇએ? (તેથી હવે ટુંકામાં એટલુંજ કહેવું બસછે કે) રીત, ઉપયોગ, અને કસરત એ જવાન માણસમાં સદ્ગુણ લાવનારાં છે, તથા સદ્ગુણ એ તેની પુર્ણતા કરનારૂં છે.

"જેનલિસી".

——oOo——

# પ્રેત વરરાજા.

( એક વાર્તા )

(સાંધણ પાને ૨૨ મે થી.)

એક વાત કહેતાં કહેતાંજ ઊંઘી ગઇ હતી. ઓરડો કીલ્લાના એક દુરના ભાગમાં આવેલો હતો, અને તેની પાસે વાડી હતી. ભત્રીજી બારી પાસેના ઝાડો ઉપર પ્રકાશી રહેલ કીરણોને ગમગીન ચહેરે જેતી હતી. કીલ્લાના ઘડીઆળમાં થોડીજ વાર પહેલાં બાર વાગ્યા હતા. આ વખતે વાડીમાંથી આવતો ધીમો ગાયનનો અવાજ તેને કાને પડયો, તે બીછાનામાંથી ઉઠી અને બારી પાસે જઇ ઊભી. ઝાડના છાયામાં એક ઊંચા માણસની આકૃતિ તેની નજરે પડી, અને જરા વધારે નિહાળીને જેતાં તે કોણ હતું તે પણ જણાયું. અરે પ્રભુ! તે તો પ્રેતિક વરરાજા પોતે હતો. થોડીવારમાં તેણીએ એક ચીસ સાંભળી, અને પાછું ફરીને જુએ છે એટલામાં તો તેની ફઇ જે ગાયનના અવાજથી જાગ્રત થઇને તેના પાછળ આવીને ઉભી હતી તે મુર્છાગત થઇને તેના પગ આગળ પડી જ્યારે તેણીને ફરીથી વાડી તરફ જેયું ત્યારે તો પ્રેત ગુમ થએલું જણાયું. . . .

બે સ્ત્રીઓમાંથી ભત્રીજી કરતાં ફઇને દીલાસાની વધારે જરૂર હતી. ભત્રીજીતો પોતાના આશકના પ્રેતને જોઇને ખુશી હતી. માનસિક ખુબ સુરતીનો તેમાં આભાસ દેખાતો હતો. એક કામ તૃપ્ત મુગ્ધાનો પ્યાર તૃપ્ત કરવાને માણસનો પડછાયો અશક્ત છે, એ ખરૂં; પણ જ્યારે વસ્તુ પોતે મળી ન શકે ત્યારે તે (આભાસ) પણ દીલાસો લેવા જોગ છે.

ફઇએ કહ્યું કે હું કદી એ ઓરડામાં સુનાર નથી. ભત્રીજીએ આ પહેલીજ વખત આડા ચાલીને કહ્યું કે 'અને હું પણ એ ઓરડા સિવાય બીજા કોઇમાં કદી સુવાની નથી.' અને તેથી કરીને બીજે દહાડે તેણીને એકલીનેજ સુવું પડ્યું, પણ ભત્રીજીએ ભુતની વાત કોઇને નહીં કહેવાનુ ફઇ પાસેથી વચન લીધુ, કારણ કે જો એ વાત બેરનના જાણવામા આવેતો જે ઓરડા ઉપર તેના આશકનું પ્રેત ચોકી રાખતું હતું તે ઓરડામાં સુવાની મજાથી તેને દુર રાખવામાં આવે.

તે ઘરડી સ્ત્રી (ફઇ) ચમત્કારી વાતો કહેવાને ઘણીજ ચાહતી અને ભુતની વાત પોતેજ પહેલાં જાહેર કરવામાં તે મગરૂરી માનતી, તેથી તે કેટલા દહાડા વચન પાળત તે કાંઇ ચોકસ કહેવાતું નથી. તોપણ સ્ત્રી માન્યતાના એક અજબ દાખલા તરીકે આતો જાહેર થયું છે કે તેણે એ વાત એક અઠવાડીયા સુધી કોઇને કહી નહીં. જે વખતને અંતે "કંન્યા ક્યાંય જડતી નથી અને સુવાનો ઓરડો ખાલી છે" એવી નાસ્તા વખતે ખબર આવવાથી તે પોતાનાં બંધનમાંથી મુક્ત થઇ. કંન્યાનો ઓરડો ઉઘાડો હતો. બીછાના ઉપર કોઇ સુતું હોય એવાં કાંઇ ચિન્હો નહોતાં, બારીઓ ખુલી હતી અને, તે નાશી ગઇ હતી. !!

આ ખબરથી કીલામાં જે અચંબો અને સંતાપ ફેલાણો તેનો ખ્યાલ તો જેઓ મોટા માણસના દુ:ખથી તેના માંણસોમાં કેવો શોર બકોર થઇ રહે છે, તે જાણતા હશે તેમને આવશે. ગરીબ સગાંઓ પણ ખાતાં ખાતાં એક ઘડીભર અટકી પડયાં. દરમ્યાન ફઇ, જે આ ખબર સાંભળીને દીંગ બની ગઇ હતી તે પોતાના હાથ મચડીને બોલી ઉઠી, "અ

એ ભુત—હા એ ભુતજ એને લઇ ગયો હશે એમાં કાંઇ શક નથી."

જે દેખાવ તેણે વાડીમાં દીઠો હતો તે તેણે ટુંકામાં વર્ણવી દેખાડ્યો અને ફરીથી કહ્યું કે ભુતજ તેને લઇ ગયો હશે. એ ચાકરોએ આ વાતને ટેકો આપ્યો. કારણ કે તેમણે મધ્ય રાત્રે પર્વત તરફ જતા ઘોડાનાં પગલાંનો અવાજ સાંભળ્યો હતો અને સઘળાએ એ વાત કબુલ રાખી કારણ જર્મનીમાં આગળ એવા દાખલા બનેલા છે એવું એ દેશના જુના ઇતિહાસના પુસ્તકોમાં લખેલું હતું.

બીચારો બેરન આથી કેવી દયા ભરેલી સ્થિતિમાં આવી પડયો હશે તે અવર્ણનિય છે. એક પ્યારા બાપને અને કેટ્ઝનેલેનબર્ગના પ્રખ્યાત ગૃહસ્થને શું આ થોડું દુઃખ હતું? કાંતો પ્રેત તેને કબરમાં ઘસડી ગયો હતો. અને કાંતો કોઇ ભુત તેને લઇ ગયો હતો, તે સ્વભાવીક રીતેજ ગાંડા જેવો થઇ ગયો, નોકરોને પર્વતોની દરેક ખીણમાં શોધ કરવાનો હુકમ કરવામાં આવ્યો. બેરને પોતે પણ લાંગ બુટો ચડાવી કમરે તલવાર લટકાવીને જવાની તૈયારી કરી; પણ એટલામાં એક નવા ભુતને જોઇને તેને અટકવુ પડ્યું. એક ઘોડેસ્વાર સહવર્તમાન એક સ્ત્રીને ઘોડા ઉપર કીલ્લા તરફ આવતાં તેણે જોઇ, તે ઉતાવળથી કીલ્લા આગળ આવી; ઘોડા ઉપરથી ઉતરી પડી અને બેરનને પગે પડી. તે તેની એકાએકી દીકરી અને તેનો સાથી તેનો પ્રેત વર હતો!! બેરનતો દીઙગ બની ગયો. તેણે પોતાની દીકરી અને તેના વર તરફ જોયા કીધું અને પોતે જાગ્રત અવસ્થામાં છે કે નહીં; તેનો ઘણો શક લાવવા લાગ્યો. જમાઇ પણ ભુતની દુનીઆમાં જઇ આવ્યા પછી દેખાવમાં ઘણો સુધરી ગયો હતો. તેનો પોશાક ભભકાદાર અને તેના ભવ્ય શરીરને શોભા કારક હતો. તે પોતે પણ ફીકો અથવા દીલગીર દેખાતો નહોતો, અને તેનો સુંદર ચહેરો જુવાની સુરખીથી પ્રકાશીત દેખાતો હતો, અને તેની મોટી કાળી આંખમાં ખુશી વ્યાપી રહી હતી.

આ બધા ભેદનો પડદો તરતજ ખુલ્લો થયો. આ પહેલવાને પોતાને સરદાર મેનવાન સ્ટારકેનફાસ્ટ તરીકે જાહેર કીધો. તેણે જુવાન કા

ઉન્ટ સાથે પોતાના મળવાની વાત કહી જણાવી. તેના મરણની દુઃખ દાયક ખબર કહેવાને તે આવ્યો હતો, પણ બેરનના ભાષણથી તે કેવી રીતે કહી ન શકયો; બીજી વખતે તેણે કહેવાને પ્રયત્ન કરયો; પણ કન્યા સહિત સ્ત્રીઓના આવવાથી કેવી રીતે તેને ચુપ રહેવું પડયું; એ બધું તેણે કહી આપ્યું. કન્યાને જોઈને તે તેના ઉપર કેવો મોહિત થયો હતો, અને તેની સોબતમાં થોડા કલાક કાઢવાને તેણે કેવી રીતે ભૂલને મુંગે મહોડે ચાલવા દીધી, તે તેણે જણાવ્યું. તેની (બેરનની) ભુતની વાતોથી આગળ જણાવેલી વીચીત્ર રીતે નીકળી જવાનો વિચાર તેને સુઝયો, તે પહેલાં કેવી રીતે પાછા જવું એ વીષે તે કેવો ગુંચવણમાં પડેલો હતો, તે તેણે જણાવ્યું. કુટુંબ કજીઆથી ડરીને તે કેવી ગુપ્ત રીતે આવતો—તે યુવાન સ્ત્રીની બારી પાસે વાડીમાં તે કેવી રીતે ભમતો—કેવી રીતે તેને પ્યાર આરાધતો હતો—કેવી રીતે તે મેળવ્યો હતો—અને ટુંકામાં તે મોહનાને તે કેવી રીતે પરણ્યો હતો—એ સઘળું તેણે અથ ઇતિ જણાવ્યું.

બીજે પ્રસંગે બેરન એકનો બે થયો નહોતો, કારણ પોતાની પીતા તરીકેની સત્તા, અને કુટંબી કજીઆ જાળવી રાખવાને તે ખંતી હતો; પણ તે પોતાની છોકરીને ચહાતો હતો. તેણે તેને હમેશને માટે ગએલી ધારી હતી; અને તેથી તેને પાછી જોવાથી, તે અત્યંત ખુશી થયો હતો; અને જોકે તેનો વર પ્રતિકુલ ઘરનો હતો તો પણ ઇશ્વરકૃપાથી તે ભુત નહોતો! સ્ટારકન ફાસ્ટે પોતાને મરી ગએલ માણસ જણાવીને તેની જે મશકરી કરી હતી તે તેના સત્યતાના વીચારને અનુસરતી ન હોતી. તોપણ એવી બાબતોમાં કાંઇ બીજો ઇલાજ નહોતો, એમ ઘરડા મીત્રોએ તેની ખાત્રી કરવાથી તે શાંત થઓ.

# मुंबाइनो गवरनर--कच्छ अने काठिआवाडनी मुसाफरी.

મુંબાઈના નામદાર ગવરનર સર, જેમ્સ ફરગ્યુસને સીંધની ખાસ અંગ્રેજી હુકુમતનો કિનારો છોડી, કચ્છ અને કાઠિઆવાડના પ્રદેશમાં ફ રી, ભાવનગરથી સ્ટિમર રસ્તે ખંભાતનું દેશી રાજ્ય જોઇ પાછા અંગ્રે જી રાજ્યમાં દાખલ થયાછે તે સંબંધી અવલોકન કરી વિચાર આપ વાનું કામ અગત્યવાળું દીસેછે.

કચ્છના રાઓ સાહેબને રાજપદ સોંપવાની અને રાજ્યદ્વારી મુલા કાતોની, અરસ પરસ થવા જોગ આવકારોની, ભાષણો અને માન પત્રોમાં મીઠાં અને વિવેકી વાક્યોની રચના ઊપર અમે વર્ણન નહીં આપીએ. એ બધું એ પ્રસંગે થવુંજ જોઇએ, અને તે થયા; પરંતુ એ વે પ્રસંગે થતા ઉપદેશો, માનપત્રોમાં માગણી કરવાની બાબતો, રાજ્ય કારકીર્દીની ભવિષ્યની ઉમેદો, અને તે ઊપર મળતા દિલાસાઓ તરફ વધારે આતુરતાથી ધ્યાન ખેંચવું જોઇએ. હાલ સુધી રાઓ સાહેબ ની સગીર ઉમરમાં કચ્છની કીર્તી, કુશળતા, આબાદી, સુધારો વધારો એ બધું પ્રસિદ્ધ દિવાન બહાદુર અને તેમની સલાહકાર કૌન્સીલના કાર્ય નું પરીણામ ગણવું જોઇએ; પણ એક રાજા લેખે હવે એ રાજ્ય આ બાદીમાં, સુધારામાં, રાજ્યકારભારમાં, તેની આગલી સ્થિતિમાંથી કેટ લું પાછું આગળ વધે છે એ જોવાનો વખત હવે પછીના કામો ઊપર રહેલોછે; પરંતુ થએલી કારકીર્દી એક દ્રષ્ટિએ રાજ્યના સબંધમાં વડોદ રા કરતાં વધારે ફતેમંદ નિવડીછે, એમ કહેવામાં કાંઈ હરકત નથી. સુપ્ર તિષ્ઠના સંબંધથી આ બાબત જરા ઈલાયદી પડે છે એમ લાગે, પ રંતુ નામદાર ગવરનરની મુસાફરીના સબંધમાં તે બાબતનો સબંધ હો વાથી અમે દાખલ કરીછે. કચ્છના સબંધમાં એવી બાબતો છેડી જ્ઞ સરકાર અને રાજ્ય કાંઇ ભેગો વિચાર ગોઠવી હિલચાલ કરે તો એ રા જ્ય કાંઇ જુદીજ ખુબીમાં આવે. હાલના જમાનામાં તાર અને રેલવે

એ વેપારના મુખ્ય સાધન જે ગણાયછે, એ બંનેનો લાભ આ દેશને નથી. એની અગત્ય નથી નામદાર ગવરનરે જાહેર કરી કે નથી તે જરૂરીઆત કચ્છ રાજ્ય અને પ્રજા તરફથી દેખાડવામાં આવી. વેપાર વ્યવહારમાં એ સાધન બહુ જરૂરનું છે એ માટે અમે બોલતા નથી; કારણ કે એ વાત એટલી ખુલ્લી અને અનુભવસિદ્ધ થઇછે કે તે માટે વધારે સમજની જરૂર નથી. કચ્છનો સંબંધ બહાર દેશાવર સાથે એટલો બધોછે અને ત્યાંના લોકોનો એટલો બધો ભાગ બહારછે કે તેઓને જે વખતમાં દરીઆઇ રસ્તાની મુસાફરીથી બને નહી તે વખતમાં ત્યાં જવા આવવાને જે મુશ્કેલી અને હરકત છે. તે જનાર આવનાર સિવાય બીજાઓને થોડો અનુભવ હોય; તોપણ ધારણા કરી શકે તેવી બાબત છે. એવાં સાધનની ગેરહાજરી ખુદ નામદાર ગવરનરના સંબંધમાં, તેની અર્ધાંગનાના દુઃખ ભરેલાં મરણ પ્રસંગે કેટલી ભારે થઇ પડી હતી તે ખુલ્લુંછે.

તેમ છતાં એ વિષે અને તે પણ જે દેશમાં નામદાર ગવરનર પોતે બે ત્રણ વખત જઈ અનુભવ મેળવવા છતાં કાંઇ ન થાય ત્યારે ક્યારે થશે તે સમજાતું નથી. શું મુસાફરીમાં એ બાબત ઉપર ધ્યાન આપવા નામદાર ગવરનરનું કામ નહોતું? આ બે બાગતથી કચ્છના સંબંધની વાત હાલ પડી મેલીએ અને કાઠીઆવાડમાં આવીએ તો ત્યાં પણ પરસ્પરની મુલાકાત, પરોણાગત અને મિઠાં ભાષણો સિવાય બીજી સારવજનીક બાબતમાં આ મુસાફરીથી કાંઇ લાભ ભરેલું પરીણામ મળ્યું નથી. સારી સ્થિતિના, મોટી આવકના રાજાઓને જોવાથી, મોટાં કામ કરવાની ઉદારતાથી આખા દેશની સ્થિતી વિષે વિચાર કરી શકાય નહી.

કર્નલ વોકરની કાઠીઆવાડના સબંધની ખુબી એજ છે કે સરકાર સાથેના સબંધમાં વહેવાર જોડવાને એ ભલા અમલદારે ચડતા ઉતરતા રાજ્ય તરફ લક્ષ આપી, કોલ કરારમાં અને અભયતાના વચનમાં કાંઇ પણ તફાવત રાખ્યો નથી. જેટલાં અભયતા અને વચનમાં જુનાગઢના

નવાબ સાહેબ અને જામનગર, ભાવનગરના મહારાજા સાહેબછે, તેટ લાંજ અભય વચન કર્નલ વોકરે એક ગામના તાલુકદારને આપેલ છે, પરંતુ આજે એવા એક ગામના તાલુકદારની સ્થિતી શું છે તે ઉપર કો ઇનું ધ્યાન નથી. શું એવી સ્થિતી જાણવા નામદાર ગવરનરનું કામ નહોતું? અફીણ અને મીઠાના બંદોબસ્તની અસર પ્રજા વર્ગમાં કેવીછે એ કોણજાણે. મોરબીના દરબારે કરવા ધારેલો રાજકોટનો ટ્રામ્વે વધા રે ઉપીઓગી છે કે વઢવાણથી મોરબી સુધી રેલવે લઇ જઇ કચ્છની સરહદ વવાણીએ મેળવી કચ્છમાં રેલવે વધારવો એ વધારે ફાયદાવાળું છે તે વિચાર કોણ કરે. અમારી એટલી વીનંતી છે કે સરકારી અમલ દારો ફરવા સાથે આવા કામોની પોતાની ફરજ ઉપર ધ્યાન આપે, ત્યા રેજ તે મુસાફરી લાભ વાળી ગણાય. નહીં તો ફોગટના ખરચવાળીજ ગણાય. બે ત્રણ વરસને અંતરે નાહક રાજાઓ-ઠાકોરોને માથે ખર ચનો બોજો નાંખવો અને એ બોજાના બદલામાં કાંઇ પણ સંગીન લાભ ન કરવા ત્યારે આપણે તો એમજ સમજવું જોઇએ, કે ગવરનર અને બીજા સરકારી અધીકારીઓ માત્ર હવા ફેરબદલ કરવા, અથવા તો શિઆળાની મોસમમાં મુસાફરીને નામે મોજ મજા ભોગવવાનેજ નિકળેછે આવી મુસાફરીથી દેશને અને દેશીઓને કશો લાભ નથી.

---

## દેશા ચાલ.

### લાપ્લાંડની વિવાહની રીતિ.

લાપ્લાંડમાં જો કોઇ મનુષ્ય કોઇ કન્યાના માબાપ તથા સગાંવ્હાલાં ના અભિપ્રાય વિના તેની સાથે લગ્ન કરે તો, તેનું નિશ્ચય મૃત્યુ કરવામાં આવે છે. લાપલંડની વિવાહની રીતિ ઘણી આશ્ચર્યકારક છે. લગ્નના પેહેલાં સગાં વહાલાં બંધુ બાંધવની સામે વર કંન્યાને દોડાવે છે. લગ્ન કરનાર પુરૂષ અને તેની પસંદગીવાળી કન્યાને પહેલાં સગાં વાહાલાંની આગળ લાવે છે; ત્યાર પછી થોડી જગ્યા મુકરર થયા પ-

છી દાડવાનું શરૂ થાય છે. કન્યા વરની ઘણી દુર આગળ વધેલી હોય છે, એટલી આગળ હોય છે કે ઇચ્છા પુર્વક પકડવા ન આપ્યાથી વર દાડીને કન્યાને પકડવામાં કદિ શક્તિમાન થતો નથી. જો વર કન્યાને પસંદ ન પડે તો તે તેને પકડવા દેતી નથી. કન્યાને ઝાલી ન શકયાથી વિવાહ સબંધ ભાગી જાય છે. પહેલાં કન્યા વરની મોહોબત જોવાને માટે વેગથી દાડવાનો આરંભ કરે છે, પરંતુ વર મન ગમતો હોય તો દાડવાના છેડો લાવવા પહેલાં નાના પ્રકારની છલના કરીને પકડવા દે છે. લાપલંડ દેશમાં એવી રીતે વર-વહુ પસંદ કરવાનો ઉપાય હોવાથી ત્યાં વિવાહિતા દંપતિ સુખમાં રહે છે.

---

## ચીનાની માતૃભક્તિ.

એક ૪૦ વર્ષના ચીનાની બુઢીમા જીવતી હતી. બુઢી ઘણી ઉગ્રસ્વભાવવાળી અને મધ્યે મધ્યે પુત્રને મારતી. પુત્ર મોટો હોવાથી તે વિશેષ સહનશિલતાની સાથે માતાનો માર સહન કરતો હતો એક દિવસે તે માણસને માતાએ ઘણો માર્યો. બીજે દિવસે તેનો એક બંધુ તેની મુલાકાત કરવાને આવ્યો. આવીને જુએછે તો પોતાનો બંધુ ઘણો અસ્થિર થઇને રડે છે. તેનું કારણ પુછયાથી તે માણસે ઉત્તર આપ્યો કે "ભાઇ મારી મા પહેલાં જેવા બળથી મને મારતી હતી, તેના અડધાં બળથી તે કાલે મારી શકિ નહિં, માનું આસ્તે આસ્તે બળ કમ થાય છે. તેથી હવે જલદી મરી જશે."

---

## ન્હાડો-નાગા તાયફાવાળાનાં મરણની ક્રિયા.

એક યુરોપીઅન કહે છે કે—

"તા-૨૧ મી ફેબ્રુઆરીને દીવસે સાંજે નાગા તાયફાના એક જુવાનની મરણ ક્રિયાઓ જોવામાં આવી હતી. તાવના રોગની પીડાકારી બે દીવસ ભોગવ્યા પછી તે મરણ પામ્યો હતો. મરનારના રહેવાના ઘરની

પડોશની જગ્યાએ તેને માટે લગભગ ૭ ફિટ જેટલી ઉંડી કબર બનાવવામાં આવી હતી. મરનારના શબને નવાં કપડાંઓમાં વિંટાળી લઇ; ઢાંકણા વગરની અથવા એક ખુલી મડદાંની પેટીમાં મુકવામાં આવી અને પછી એ પેટીને કબરમાં ઉતારવામાં આવી હતી. તેની આગમચ મરનારના દરેક મિત્રે પોતાના હાથમાં એક ઢાલ તથા ભાલાઓ લઇ કબરવાળી જગ્યાની આસપાસ નાચી કુદી શોર પોકાર મચાવી મુકયો, એ વેળાએ તેમની આંખોમાંથી આંસુની ધાર વહેતી હતી, વળી ત્યાં હાજર થએલી સ્ત્રીઓએ પણ કાંઇ ઓછો શોર પોકાર કીધો નહોતો. તેઓ પોતાના હાથો લાંબા કરી, આસપાસ જમીનપર પોતાનાં કપડાં અને ફાળી દોડતી ફરતી હતી. મરનારના શબવાળી પેટીને કબરમાં ઉતારવાનો વેતરો થતો હતો; તેવામાં સ્ત્રીઓએ દોડતાં આવી તેને રોકી રાખવાની કોશેશ કરી હતી. એ પેટી છેવટે નજર આગળથી અણદીઠ થઇ હતી, તે વેળાએ અતિ ઘણો શોકાતુર પોકાર થયો હતો તે પોકાર સાંપે હાજર થએલાં સઘળાંઓ એક અવાજે બોલતાં હતાં કે—"તમે તમારા માત પિતાની ફક્ત રીત રસમ મુજબ ચાલ્યા છો માટે તમારે કોઇ પણ રીતનો અંદેશો રાખવો નહિં; તથા વળી ઉદાસ થવું નહિં. જો કે તમે મરણ પામ્યાછો, તોપણ હમોને સુખી રહેવા દો. પરમેશ્વરે તમારી ઉપર મેહેરબાની નહીં કીધાથી જો કે તમે મરણ પામ્યાછો, તોપણ તમારે કોઇ પણ પ્રકારે ફીકર ચિંતા કરવી નહિં."

પેટીની અંદરની બાજુએ તથા મરનારના શબના જમણા હાથપર બે ભાલા તથા એક બાજુ હથિઆર મેલવામાં આવેલાં હતાં; ત્યાર બાદ પેટીનુ ઢાંકણુ બનાવવા માટે બે મોટા ચપટા પત્થર વાપરવામાં આવ્યા હતા; અને વચે વચે સંભાળ ભરેલી રીતે કાંકરીઓથી પુરી લીધામાં આવી હતી. એટલી ક્રિયા પુરી થયા બાદ ત્યાં હાજર થએલા મરનારના મિત્રોએ રડવા પીટવાનું કામ એકાએક બંધ પડી પોતાની આંખોમાંથી વહેતાં આંસુ લુઇ નાંખી ઘણા ગંભિરપણે આગળ વધવા માંડ્યું હતું. જ્યારે પોતાના લડાયક મિત્રો ભાલા સાથે તે

જગ્યાએ હાજર થયા હતા, ત્યારે સુધરેલા દેખાવનો એક નાગો ગ્રહસ્થ પોતાની છત્રિ સાથે ત્યાં આવ્યો હતો. ગંભીરપણે તે કમરનું ઢાંકણું બંધ કરી, તેઓ સઘળા તે જગ્યાએથી પોત પોતાને મથકે પાછાં ફર્યાં હતાં.

---

## મન્નાઇના નમુના.

"એક દેડકાનું તપ" માણસના તપ કરતાં વધારે નવાઇ જણાવેછે! મોનશીયર મોર્જેલોટેઽ નામના એક પ્રખ્યાત ફ્રેન્ચ પદાર્થ શાસ્ત્રીવેત્તાએ સને ૧૮૭૯ ની સાલમાં એક જીવતા દેડકાને કાળા પથ્થરમાં ખાસ બનાવેલ એક ખાડામાં પુર્યો. ખાડાનું મ્હોડું પવન પેશી ન શકે એવી રીતે ચુનાથી બંધ કરવામાં આવ્યું. તે દેડકા સાથે કાંઇ પણ જાતનો ખોરાક મુકવામાં આવ્યો નહોતો. આ પત્થરને પછી પારીસના ખુદરતી શાસ્ત્રને લગતા સંગ્રહસ્થાનમાં મુકયો. ગયા જુન મહિનાની ૭ મી તારીખે એટલે પાંચ વરશ પછી મોનશીયર મોર્જેલોટે તે દેડકાને પત્થરમાંથી બહાર કહાડતી વખતે પોતાના મિત્રોને બોલાવ્યા. દેડકો જીવતો નિકળશે કે નહિ તે જાણવાની એકઠા થયેલા લોકોની આતુરતા કાંઇ જેવી તેવી નહોતી, પણ જયારે ચુનો ઉખેડીને તેને બાહાર કાઢયો અને તે જીવતો માલમ પડયો ત્યારેતો તેમની અજાયબીનો પાર રહયો નહિં. અરધી કલાક સુસ્ત રહ્યા પછી તે આસપાસ કુદવા લાગ્યો!

---

ચિનમાં નાટકનો હુન્નર કેવી રીતે દાખલ થયો, તે વિષે ચિનાઓમાં એક અજાયબો ભરેલી વાત ચાલે છે. કહે છે કે આઠમી સદીમાં થઇ ગયેલા ચિનાઇ શાહનશાહ "મીનવાંગે" એક રાત્રિએ સ્વપ્નામાં પોતાને ચંદ્રની આસપાસ મુસાફરી કરતો જોયો. તેણે એ વેળાએ કેટલાંક ખુબ સુરત માણસોને સુન્દર પોષાકમાં રાજી થઇને, નાચરંગ વગેરે ગમતો કરતાં જોયાં. સ્હવારે સ્વપ્નામાંથી જાગીને રાજાએ વિચાર કર્યો કે એ સ્વપ્નામાંના બનાવોની નકલ પોતાની રાણીને દેખાડવી. શાહનશાહને પોતાની રાણી બહુ પ્રિય હતી, અને તેણીને આનંદમાં રાખવાને તે બનતું કરતો હતો, આથી પોતે જોવું સુંદર સ્વપ્નું જોયું તેવોજ આબેહુબ દેખાવ તેણીને દેખાડવાને ખુશ કરવાને તેણે બનતી મેહેનત કરી. તેણે પોતાના બગીચામાં એક તખતો ઉભો કરાવ્યો, અને તેને શણગારીને અચ્છી રીતે તૈયાર કીધો. પોતાના ઉમરાવોના નાનાં છોકરાંઓને સુંદર પોષાકો પહેરાવીને તેમને

તેણે ખેલાડીઓ બનાવ્યા, અને પોતે સ્વપ્નામાં જોએલી ગમતો, તેમની પાસે ભજવી બતાવી, તે વખતથી ચિનમાં નાટકોની પેહેલ થઈ. વળી વચમાં લોકોનો શોખ નાટકો ઊપરથી ઊતરી ગયો હતો, અને શાહાનશાહ "મીનવાંગ" ની હાંખસે કરેલી નવી ગમત તમામ પડતી મેલવાની અણીપર આવી હતી, પણ એટલામાં "તાન." "તા" અને "ચ્યંગ" નામના ત્રણ અતી સરસ નાટક કર્ત્તાઓ પેદા થયા અને નાટકનો હુન્નર ખિલવ્યો. એના માનમાં આજસુધી ખાસ તહેવાર પાળીને, ચિનાઓ તે દહાડે નાટકો કરેછે.

---

## સોનેરી શબ્દો.

મહેરબાની બક્ષવાની અથવા કૃપા કરવાથી ઉપજતી એક ખુશાલી કરતાં દુનિઆની બીજી ખુસાલીઓ હલકીછે.— હરમર્ટ.

:o

ક્વચિતજ કદી કોઈ જ્ઞાન સંપાદન કરીને તેના સારાં ફળ બીજાને ચખાડવાને માટે નહીં આપવામાં આવ્યું હોય. આ મુલ્યાવાન જવાહીર (જ્ઞાન)નું નૂર ગુપ્ત રહેવાથી જતું રહેછે.— બોશપહોલ

:o

સંતોષી-મન આ દુનિયામાં માણસ ભોગવી શકે એવું મોટામાં મોટું સુખછે; અને જો હાલની જીંદગીમાં તેનું સુખ તેની ઇચ્છાઓને વશ કરવાથી ઊત્પન્ન થાયતો હવે પછી તે સુખ તેને ઊપલી ઇચ્છા પુરી પાડવાથી મળશે, એડીસન.

:o

શક્તિને પોતાને પણ નમ્રતાના કરતાં અડધું બળ નથી.—લીહન્ટ.

:o

સારી રીતભાત સદ્ગુણની છાંયાછે.—સીડની સ્મીથ.

:o

નિષ્ફળ મહાવસ્થા કરતાં વધારે ધીઃકારને પાત્ર બીજું કાંઇ નથી. માટે આપણી જીંદગી ફળદાયક થાય તે સારૂ આપણી યુવાવસ્થામાં અવલોકન સાથે વિદ્યા રૂપી મોર આવવો જોઇએ; કારણ કે ઝાડને જો વસંત રૂતુમાં મોર ન આવે તો શરદ ઋતુમાં તે ઝાડ ફળે નહી.

બીસપહોલ.

°o

સખાવતપણું એ સાર્વત્રીક જગતનું કામછે. કે જેનો કોઇ કોઇ વખત મહાવરો રાખવાને દરેક માણસની સત્તામાં છે. બરોબર હેતુથી બાજાને જે કંઇ જાતી મદદ આપવી એ સખાવતપણાનું કામછે; અને ભાગ્યેજ કોઇ માણસ અશક્ત પણાની હાલતમાં હશે કે જેથી કોઇ પણ પ્રસંગ ઉપર પોતાના પાડોશીને ફાયદો કરશે નહી. જે ગરીબને દુઃખમાંથી છોડાવતો નથી તે અજાણ્યાને બોધ આપેછે; જે દરદી આગળ હાજર રહેતો નથી તે દુષ્ટ માણસને સુધારેછે. જે પોતે જાતે થોડી મદદ કરેછે, તેપણ સખાવતપણાનું કામ બજાવેછે. જે ગરીબોની યાચના પુરી પાડી શકતો નથી, તે બીજા માણસો કે જેની પાસે વધારે આપવાનુછે તે લોકોને બોધ કરીને પણ તેઓની ધર્મવાંછના ઊશ્કેરી આપે તે પણ ધર્મનું કામ કહેવાયછે; એક વિધવા સ્ત્રિ ગુપ્તદાનની પેટીમાં પોતાથી બની શકે તેટલું મુકી જાય, અને ગરીબ માણસ તરશ્યા માણસને શિતળ જળનુ પ્યાલું (પાત્ર) આણી આપે તે પણ સાર્થક.

જોનસન.

°o

દયા અને ધીઃકારની વચ્ચે આ એક તફાવતછે. દયા એ વારંવાર ખુલી રીતે કબુલ કરવામાં આવેછે, પણ ભાગ્યેજ લાગેછે. ધીઃકાર એ વારંવાર લાગેછે પણ ભાગ્યેજ ખુલ્લી રીતે માન્ય કરવામાં આવેછે.

°o

દરેક માણસ ભુલી જાયછે તે તેને કરવાનું છે. દરેક માણસ જે દંદ યુદ્ધ કરવામાં વાર લગાડે છે તે જીત મેળવવાને ભુલ કરે છે.

જોનસન.

°o

કેટલાક દુર્ગુણો પોતાના હાથમાં તરવાર રાખેછે, અને માણસને તેના વખત પહેલાં કાપેછે.

જેરોમીટેઇલર.

°o

આપણી જુવાનીના વરશો ભવિષ્યને સારૂ ખજાનો એકઠો કરવામાં અને ઇશ્વર જે માણસોને આપણાં ઘણાંજ નજીકના અને સઉથી વ્હાલા સરજેલાછે, તે માણસોની મંડળીમાં પ્યાર વધારવાને, બુદ્ધિનું ઊંડાણ કરવાને અને ઉપયોગી જ્ઞાન મેળવવાને ગાળવામાં આવે તો આપણી જીંદગી પછી આપણી ભુલોની જામીનગીરી

ની જરૂર નથી. ધર્મ, સદગુણ, ડહાપણ અને સારી બાબતોનો શોખ એ એક બચાવનાર અથવા રક્ષણ કરનાર અને દોરનાર તરીકે થઇ પડેછે.

મૉસીસપ્રુશ.

ઃ૦

જે કોઇ એકદમ વધારે કરવાને તક જુવેછે, તે નકામી ઇચ્છાઓમાં પોતાની જીંદગી ગુજારેછે, અને આખરે પોતાની નીરૂપયોગી ધારણાને સારૂ તથા નકામી આતુરતાને સારૂ દિલગીર થાયછે- ઇડમર

ઃ૦

સ્વેચ્છા એટલી બધી જલદ અને ચાલાકછે જે સંસારને ભાગીને ટુકડા કરી પાછી બેસવા સારૂ બાજટ બનાવેછે. રોસીલ,

——०O०——

## कच्छना महाराव तख्त नशीन थया ते सबंधी.

( સવૈયા એકત્રીસા. )

ઓગણીસે ચાળીસની ઉત્તમ, શ્રાવણ વદિ પાંચમ શ્રીકાર,
પ્રતાપવંતા પશ્ચિમ પતિને, એ દિન મળ્યો ઉત્તમ અધિકાર;
ધરણી પતિએ ઉલટ ધરીને. અપાર રચના કીધી આજ,
જગત જેવી રચના જોવાને, મુંબાઇના આવ્યા મહારાજ.
અઢારસો ચોરાશી અજે, માસ નવેંબર નકી મનાય;
ચારૂ તારીખ ચૈદમી કેરી, વિવા હોય એવો વરતાય:
તખ્ત નશીન થયા નૃપ તેપર, તમામ રચના થઇ તૈયાર,
ખુશી રહોને ખૂબ ખલકમાં, ખુદાવંત શ્રી રાખેંગાર.
વિધ વિધ આ વાજતં વાજેન. આજે આવે ખુશી અવાજ;
ગાદીપર બેઠા ગુણરતા, મહારાવ શ્રી ગરીબ નિવાજ;
સત્તા આજ, રાને સોંપીને, સતોથી હિંદની સરકાર,
ખુશી રહોને ખૂબ ખલકમાં. ખુદાવંત શ્રી રાખેંગાર.
મહા પ્રભુની પૂર્ણ મયાથી, પામ્યા રૂડો રાજ પ્રસાદ,
મહારાવના મ્હાન મુલકમાં. વરસ્યો હોંસ તણો વરસાદ;

પાર વિનાના રાવ પ્રજાના, પડ્યા આજ મનમુબા પાર,
ખુશી રહોને ખૂબ ખલકમાં, ખુદાવંત શ્રી રાખેંગાર.

દિવાળીથી દશ ગણો દિસોને, વિવાથી દિવસ સરસ વરતાય
પરમ પ્રફુલ્લિત થઈ પ્રજાને. ગુણના ગીત કવિ મળી ગાય.
રચના રચી રિઝવવા રૈયત. ભુજ નગરમાં ભભકાદાર.
ખુશી રહોને ખૂબ ખલકમાં, ખુદાવંત શ્રી રાખેંગાર.

મહારાવ ખેંગારજી મોટા, મોટિ કિરતિ જેની મનાય,
વડી બહાદુરીને વટમાં, વડા રાવ હજુએ વખાણાય;
પરાક્રમિ પુર્વજોની પેરે, સના ચલાવોને શ્રીકાર,
ખુશી રહોને ખૂબ ખલકમાં, ખુદાવંત શ્રી રાખેંગાર.

સાફ કરો ઇન્સાફ સકળના, શાંત ક્ષમાંનો પ્હેરી સાજ,
રાજનીતિમાં કુશગ્ર રહીને, લાખો ગણી વધારો લાજ,
પ્રજાપાળ ભૂપાળી પ્રજાને, પાળો પરમ ધરીને પ્યાર,
ખુશી રહોને ખૂબ ખલકમાં, ખુદાવંત શ્રી રાખેંગાર.

ગુજરાતીમાં ગ્રંથ ગુંથાવો, પઢેલ પંડિત રાખી પાસ,
પરાક્રમિ પૂર્વજોની પેરે; પરમ કિર્તીનો કરો પ્રકાશ:
વિદ્યા તરૂ વધતાં વાવોને, વિધવિધ ઉંચા કરી વિચાર,
ખુશી રહોને ખૂબ ખલકમાં, ખુદાવંત શ્રી રાખેંગાર.

દયા, ધરમ ધારીને દીલમાં, દેશિ જનની આણો દાઝ,
રૈયતને રાજી રાખીને, રામ સમાન ચલાવો રાજ;
દેશિ કળાને ઉત્તેજનો દઈ: દેશ તણી રાખો દરકાર,
ખુશી રહોને ખૂબ ખલકમાં, ખુદાવંત શ્રી રાખેંગાર.

હીંમતના હયપર ચઢિ હોંસે, તીખિ કલમ રૂપી ધરી તરવાર,
કાગળ રણમાં વિજય કરીને ઉત્તમ ચલાવશો અધિકાર;
શામ, દામને ભેદ શિખીને, સદ્‌ગુણનો સજશો શણગાર;
ખુશી રહોને ખૂબ ખલકમા, ખુદાવંત શ્રી રાખેંગાર,

ગુણનિધિ રાખેંગાર ગુણના, ગગન સુધી પહોંચો ગગડાટ,
ચારૂ રાનિ ચતુરાઇના, ચોદિસમાં થાજો ચળકાટ;
મહારાવ ખેંગારજી માફક, મહારાવનો વધો મદાર,
ખુશી રહોને ખૂબ ખલકમાં, ખુદાવંત શ્રી રાખેંગાર.

ભવાનીશંકર નરસિંહરામ—તં:

# गुजरात मासिक पत्र.

पुस्तक ४ थुं.　　पोस, १९११.　　अंक ३ जो.

## दयुगीनो सरदार.

(સાંધણુ પ્રષ્ટ ૩૦ મેંથી)

પ્રધાને મારા હુકમથી તરતજ કમિશનર સાહેબને સામગ્રિ પહોંચાડવાની ગોઠવણ કરી. ગોઠવણનું કામ પુરૂં થયા પછી મેં રાજદ્વારી વિષયપર ચરચા ચલાવી કે, કોઇ કોઇ દુરઘટ અવસ્થામાં આવી પડેલ હોયછે ત્યારે જુદી જુદી સ્થિતિ મુજબ જુદા જુદા ઈલાજ રાજ્ય મામલાના કારસ્તાનથી બની શકે છે તે આપ લક્ષમાં રાખશો. રાજ્યનિતિમાં કુશળતા ધરાવનારા પુરૂષોને જે સ્થિતીમાં રહી કામ કરવાનું હોયછે તેનો એકજ રીતે તેઓ ઈલાજ કરતા નથી. કેટલીક વખતે પોતાની સત્તાનો ડોળ બતાવીને તો કેટલીક વખતે આધિનતા દરસાવી અને કેટલેક પ્રસંગે ખુશામત કરીને તો કોઇ વખત પાનસોપારી અર્પણ કરીને પોતાની ધારેલી મકસદ તેઓ હાંસલ કરી શકે છે. અહો! હિંદના સ્વદેશી રાજાઓ, પ્રતિ દિવસે આપણામાં નબળાઈ અને કુસંપ ઉત્પન થતાં જાય છે તથા આરસ પરસમાં ઈરષાભાવ વધતો જાયછે.

રાજકાર્યમાં ઝવેરાત રૂપી જે નુર હોય છે તે આપણે સરવે ગુમાવી બેઠા છીએ, અને નામદાર બ્રીટીશ સરકાર એ ખામીનો ઘણો લાભ લેછે. હવે આપણાથી બની શકે તેટલી આધિનતા આપણે બતાવવી જોઈએ અને એમ બનશે ત્યારેજ આપણી વફાદારી વિષે શક લાવવામાં આવશે નહી. વાજબી કીંવા ગેરવાજબી ગમે તેવા સાધનોથી આપણને પાંયમાલ કરી નાખવાનો ઇગ્રેજ લોકોએ નિશ્ચય કરેલો હોય એમ મન

લાગેછે, અને એ જોતાં તો આધિનતા બતાવવાથી કાંઇ ફળ હાંસલ પ

ણ એમ મને જાણાતું નથી." એ હકીકત સાંભળી પ્રધાને ઊત્તર આ

પ્યો કે. "ખુદાવંત આપ જે ફરમાવોછો તે યથાર્થ અને સત્ય છે, પણ

હજુરને હું થોડો બીના નિવેદન કરવા માગું છું તે એકે બધા ઈ

ગ્રેજ લોકો એક સરખા સ્વભાવના હોતા નથી. તેઓમાં કેટલાએક બ્રા

હ્મણ અને બીજા શુદ્રજાતિના હોય છે. કમીશનર જોન સાહેબ ઘણું

કરી બ્રાહ્મણછે અને પોલીટીકલ એજંટ સાહેબ શુદ્રછે, તેથી કમીશન

ર સાહેબનું દિલ મારા પક્ષમાંથી ખેંચી લેવાને હું શકિતમાન થઇશ.

હવે મારે વિદાય થવું જોઇએ કેમ કે રામભાઉ તથા શાસ્ત્રીજી આંહીં આ

વેલાછે." શાસ્ત્રી બાવા તથા રામભાઉનો મેં આદરપુર્વક સત્કાર કર્યો

અને ઇંગ્રેજ લોકોમાં જ્ઞાતિભેદ નથી એવું તે લોકો તરફથી હમેશાં ક

વામાં આવે છે તે વિષે શાસ્ત્રી બાવા તથા રામભાઉના પરસ્પરવાથી કાંઇ

ક વિશેષ ખુલાસો થશે એમ મેં મારા મનથી મનસુબો કર્યો. મેં પુછયુ

"કેમ રામભાઉ આપણી પેઠે ઈંગ્રેજ લોકોમાં જાતીભેદ હોય છે?" રામ

ભાઉએ ઊત્તર આપ્યો." નહી નહી; એ લોકોમાં વર્ણાશ્રમ કેવો

આપણા લોકોમાંજ જ્ઞાતિ ભેદ હોય છે; આપણે નિચી પાયરી

માં આવી ગયા છીએ તે તથા આપણામાં કુસંપ, અંદર અંદરનો

કલેશ અને દ્વેષભાવ ઊત્પન થયાં છે એ બધાનું વાસ્તવિક કારણ એ

જ્ઞાતિભેદ છે તથા એ બધા દુઃખનું પરિણામ વર્ણાશ્રમ છે." એ સાં-

ભળી શાસ્ત્રીજી જોસમાં આવી ગયા અને ભાર દઇ ટીકા કરવા લાગ્યા

કે—"રામભાઉના અભિપ્રાયથી હું જુદો પડું છઊં કેમકે દુનિયામાં

એવી કોઇ પણ પ્રજા નથીકે જેનામાં વર્ણાશ્રમ નહીં હોય. દરેક પ્રજા-

માં તેમના બ્રાહ્મણ, ક્ષત્રી વૈશ્ય અને શુદ્ર હોય છે." અમારા શાસ્ત્રી

બાવાએ જે કહ્યું તે સઘળું માન્ય કરીને મેં રામભાઉને પુછયું કે "ઈ

ગ્રેજ લોકોમાં ઉંચ તથા હલકા વર્ગના લોકો હોય છે તેનો શું ભાવાર્થ

સમજવો તે વિષે આપ ખુલાસો કરી બતાવો. એક શ્રીમંત અને ઇ-

જતદાર ઈંગ્રેજ વેપારીને દરબારમાં દાખલ કરવામાં આવ્યો નહોતો,

એનું કારણ એટલુંજ કે શદ્રગ્રહસ્થોની સોબતમાં ભળવાની તેને કેમ છુટ આપી શકાય; એ ઉપરથી રામભાઉ ટીકા કરી બોલ્યા કે "અલ બત આટલી વાતતો ખરી કે–ઈંગ્રેજ લોકોમાં વ્યવહારમાં ભેદ હોયછે, તેઓમાં કેટલાએક અમીર હોય છે, કેટલાએક ગ્રહસ્થ હોય છે. બીજા વેપારી હોય છે અને બાકીના કેવળ સામાન્ય હોય છે, પણ એ તેમ ની ઘર સંસારી ગોઠવણમાં સાધારણ રીતે આપણી જ્ઞાતીના જેવું કાંઈ હોતું નથી." તકરારમાં પ્રતિપક્ષીનો પરાજય થવાથી જેમ વિજય-નો ઉલ્લાસ છવાઈ રહે છે તેમ શાસ્ત્રિ બાવાએ હર્ષમાં આવી જવાનો ડોળ બતાવી મારી તમામ હકીકત ધ્યાન દઈ શ્રવણ કરી. શાસ્ત્રીજીએ કહ્યું કે હું કહુછું તે લક્ષ પુર્વક સાંભળજો કે "ઈગ્રેજ લોકોમાં જ્ઞાતિ હોય છે." એ ઉપરથી મને ટીકા કરવાની ફરજ પડી કે "ઘર સંસારી ધર્મ સબંધી જાન્ય પ્રકરણી તથા વિદ્વતાની બાબતમાં આપણે એ લો કોથી કનિષ્ટ છીએ એમ કેટલાએક સાધનો યાદ લાવી તેઓ આપણ ને વારંવાર કહેવા માગે છે, તે ઇગ્રેજ લોકોની તદબીર છે. જ્યારે એ લોકોમાં કોઇ એવી રીતની સ્થાપના હોય છે કે તેનું મુળ કુદરતના ઉ પર આધાર રાખતું હોય છે અને તે આપણી સ્થાપનાને આબેહુબ મલતી આવે છે ત્યારે તેઓ તેમાં કૃત્રિમ તફાવત પાડવાની કોશિશ કરે છે. મારા જાતિ અનુંભવ ઉપરથી હું જાણું છઊંકે ઈંગ્રેજ લોકો-માં બ્રાહ્મણ થોડા પણ બાકીના બધા શુદ્ર હોય છે, કમીશનર જોન સા હેબતો બ્રાહ્મણ હોય એમ મને સંભારે છે." ઘર સંસારી એક ગભીર સ્વાલ ઊપર અમે આ પ્રમાણે ચરચા કરતા હતા એટલામાં પ્રધાન પાછા આવ્યા અને તેમણે નિચે મુજબ હકીકત મને નિવેદન કરી.

"મહારાજા સાહેબ! હું કમીશનર જોન સાહેબ પાસે જઈ આવ્યો છઊં. મારા આવવાની સાહેબને ખબર થવાથી તેમણે મને પોતાની હજુરમાં બેલાવ્યો પણ તે પહેલાં મારા ઉપાન (જોડા) પગમાંથી કા-ઢી નાંખવાની મેં સંભાળ રાખી હતી! પણ એમ કરવાથી મને કંટા જ લાગ્યો કેમકે એ જમીનનો સ્પર્શ થવાથી મારા પગ બગડેલા જ-

ણાવા. હે અખંડ પ્રૌઢપ્રતાપી મહારાજા! જે ઓરડામાં પોતાની બેઠક હો ય છે તેજ ઓરડાની આસપાસ ઇંગ્રેજ લોકો થુંકે છે અને ધુમાડા કાઢે છે તે આપને રોશન હશે. ઊપર બતાવ્યું છે તે સિવાય કમીશનર સાહેબ સાથેની મારી મુલાકાત ત્યુમીના માહારાજાના હીતને ઘણી સં તોષ કારક થઇ છે; કમીશનર સાહેબે કાળજી સાહીત આપની તબીયત ની મને ખબર પુચછી અને એક એવો વિષય દાખલ કર્યો કે તેથી તેમને રમુજ લાગ્યા વિના રહી નહીં હોય.

કમીશનર સાહેબ મડમ સાહેબના તંબુમાં જેવા દાખલ થયા કે અચેત થઇ જવાથી મડમ સાહેબ મુર્છાગત થઇ ગયા અને તેથી સાહેબ મને મડમ સાહેબ પાસે લઇ ગયા. મડમ સાહે બના મોં સામી મેં સંભાળ રાખી નજર કરી તો ગરમીના દિવસમાં પીતનું દરદ જે સાધારણ થઇપડે છે તે દરદની પીડા મડમ સાહેબને થઇછે એમ મારા મનથી મે સિદ્ધાંત કીધો. ચાકરને મોકલી મા રે ઘેરથી મેં પીતનું દરદ દુર થાય એવી કેટલીએક ગોળીઓ મંગાવી લીધી, અને જેમાંનો થોડો ભાગ મડમ સાહેબને આપવાથી તુરતજ આરામ થઇ જશે એમ મેં સાહેબને સુચના કરી. મેં એટલો ભાર દઇ એ હકીકત જાહેર કરીકે તેથી એ ગોળીઓ અજમાવી જોવાનું સાહેબ ની નિધામાં આવ્યું. અંગરેજ લોકો આપણા દેશી લોકો ઊપર હમે શાં અદેશો રાખે છે તેથી એ ગોળી પ્રથમ સાહેબે પોતે ચાખી જોઇને તે સ્વાદિષ્ટ છે એમ મને કહ્યું, અને હવે મારા બેઠા પણ સાહેબે કદા ચ આ પ્રમાણે ચીંતન કરવા માંડ્યું હશે. "આ ગોળીઓ માત્ર ક્ષણ વાર આગમચ ખબર આપવા ઉપરથી મંગાવવામાં આવી છે તેથી તે માં કાંઇ તરકટ હશે નહીં. દેશી લોકો પ્રમાણીક હોતા નથી પણ મુ શ્કેલીના વખતમાં તેમના ઉપાય અજમાવી જોવા વિના છુટકો નથી." આવો સાહેબનો એક નિશ્ચય થવાથી અમે તંબુમાં ગયા તો ત્યાં મડમ સાહેબ બેશુદ્ધ સ્થિતીમાં પલંગ ઉપર પડેલાં હતાં. ગોળી મોમાં નાખી પરાણે ગળામાં ઉતારી અને તે ઉપર થોડું ઠંડુ પાણી પણ પાયું; પણ

એ ગોળી જેવી પેટમાં ઉતરી કે તુરતજ કોઇ વિચીત્ર જાતની આંચકી મડમ શાહેબને શરૂ થઇ.

હું તો ગભરાટ અને વ્યાકુળતાથી મુંઝાઇ ગયો. સબબ કે આવાં ભયંકર ચિન્હો થઇ આવશે. એવો મેં વકી રાખી નહોતી. પોતાની જાતની હમેશની ખાશીઅત મુજબ જોન સાહેબ મારા ઉપર અદે. શો લાવી અધિરાઈ બતાવવા લાગ્યા. દાકતર સાહેબને બોલાવી મં ગાવવાનો તેમણે તાર કર્યો. પણ એટલામાં તો મડમ સાહેબે મોં ઊઘાડી બગાસું ખાધું એટલે આંચકી બધ પડી ગઇ, નાડી પાછી ધીમે ધીમે ચાલવા માંડી અને મડમ સાહેબને શુદ્ધિ આવી એટલે જોન સાહેબ સાથે એક બે શબ્દો બોલ્યાં. મડમ સાહેબનો ચહેરો અને તેમનો કુદરતી અવાજ પાછા અસલ સ્થિતી ઉપર આવી ગયા તેથી જોન સાહેબે પ્રસન્ન થઇ મારી ગોળીની ખુબી વિષે પ્રસંશા કરી. મડમ સાહેબે પણ પોતાનો આનંદ સંયુક્ત આભાર જણાવ્યો. હવે કેવાં ચિન્હો બનવાનો સંભવછે તે જો પ્રથમથી કહી બતાવવામાં આવે તો તે ડહાપણ ભરેલું કૃત્ય ગણાય. એમ મારા મનમાં કલ્પના થઇ આવી; પણ અજાએબ થવા જેવું એછે કે આ બાબતમાં આરામ થતાં જરા વિલંબ લાગી અને તેનું કારણ મેં એ જણાંવ્યું કે નહી પાચન થઇ શકે તેવો અને પોતાની રૂચી ઉપરાંત ખોરાક ઇંગ્રેજ લોકો ખાય છે, તેથી આ પ્રમાણે દરદ થઇ આવેછે.

ત્રણ કલાકમાં તો મડમ શાહેબને તદન આરામ થઇ ગયો. તેથી કમીશનર સાહેબે મારી ગોળીઓનો બેહદ તારીફ કરી અને દાકતર સાહેબ પધારયા ત્યારે તમામ હેવાલ તેમને કહી બતાવ્યો. પહેલાં તો એ વર્ણન ઉપર દાકતર સાહેબને ઇતબાર આવ્યો નહીં પણ પછી આસ્તે આસ્તે બધી હકીકત તેમણે અંગીકાર કરી અને દવાના નામ લખી આપવાને મને કહ્યું; પણ દરમીઆન કમીશનર સાહેબના આભલાં મડમ સાહેબ બોલ્યાં કે, આ પ્રમાણે ઘણી વખત એ દરદ મને થઇ આવે છે અને તેના ઉપર વિદ્વાન દાકતરોની દવા તથાં ઉ

પાય અજમાવી જોવામાં આવેલછે, પણ હાલની ગોળીથી જેવો મને આરામ થયોછે તેવો આગળ કોઇ વખતે થયો નહોતો. મેં જવાબ આપ્યો કે એ દવાના નામ હું લખી આપીશ નહી. દવાનો ગુણ એક જમનાબાઇ એકલાંજ જાણતા હતા પણ તે મોટી પ્રતિષ્ઠા વાળી રાજકુંવરી છે એટલે તંબુ સુધી તેમનાથી પધારી શકાય નહી; તેથી જોન સાહેબ તથા મડમ સાહેબે આપણા રાજ્યમહેલમાં તાત્કાળીક મુલાકાત આપવાનું મને વચન આપ્યુંછે. કમીશનર સાહેબ મોટા મનવાળા માણસ છે તથા સરકારમાં તેમનો ઘણો ભાર બોજ છે, વળી તેમના બટલરે મને કહ્યું કે જોન સાહેબ હવે પોતા રાજ્યમાં સલાહકાર (કાઉનશીલર) ના હોદા ઊપર આવવાનાછે.

હવે સાહેબ અહીં પધારવાનાછે સબબ તેમનો આદર સત્કાર કરવો જોઇએ, તેથી તૈયારી કરવાની અરજ કરવા સારૂ હું આવી હાજર થયોછઉં". મડમ સાહેબને તો જમનાબાઈ સાહેબે સન્માન આપવું જોઇએ તથા એ ગોળીઓ શી રીતે બનાવવામાં આવેછે તેના છુપા મર્મની તેમને ખુલાસાથી સમજણ પાડવી જોઇએ."

ઉપરનો હેવાલ બધો પુરો થયા પછી પ્રધાનના રાજ્યદ્વારી કામના શાણપણની મેં પ્રશંસા કરી. એપછી મોટી તૈયારી કરવામાં આવી. ઉમદા કસબી ઝુલો નાખી તથા સોનાની અંબાડી કસી હાથી સજ કરવામાં આવ્યા, તથા સુવર્ણની માહાજાળ અને ભરગચી ધાસીઆ નાખી-ઘોડાને શણગારવામાં આવ્યા હતા. સાહેબને માટે સરકાર સ્વારીની ખાસ ઘોડા ગાડી મોકલવામાં આવી. જે દિવાનખાનામાં દરબાર ભરવાનો હતો તે સુશોભિત શણગારવામાં આવ્યો હતો. આખા દયુમી શહેરમાં હર્ષ ઊભરાઇ જતો હતો. કમીશનર જોન સાહેબ જેવા મોટા અધીકારી મને માન આપે છે તેથી હું એક ગોરીઓ રાજ્યાધિકારી છઉં એમ દરેક જણ માનવા લાગ્યું. જમના બાઇ સાહેબ રાજ્ય મેહેલના દરવાજા સુધી મડમ સાહેબને સામા લેવા ગયાં, અને પછી તેમને પોતાની બેઠકના ઓરડામાં લઇ ગયાં.

જમનાબાઈની ખુબ સુરતી અને તેમના જવાહીરને લીધે મુલાકાત લેવા આવનારના મનમાં એટલી બધી સારી અસર થઈ કે જમનાબાઈના પોતાના અને વિશેષ કરી તેમના શોખને માટે મડમ સાહેબે એ બધો વખત અતિ આનંદ સહીત પોતાની અચરતી બતાવી. જમનાબાઈએ પોતાની બેઠકનો ઓરડો શણગારી તેમાં પોતાનાં હાથનાં કાઢેલાં ચિત્રો ટાંગ્યાં હતાં. પુર બહારમાં ખીલી નીકળેલા એક વિશાળ વડના વૃક્ષ ઉપર વાંદરાઓ બેઠાં હોય તથા તેની આસપાસ એક હાથી મસ્તક ઝુલાવતો હોય અને વૃક્ષની નીચે ખળખળ અવાજ કરતું નદીનું જળ પુષ્કળ માંછલાં સહીત વહ્યું જતું હોય એમ એક તસબીરમાં ચીત્રામણ પાડેલું હતું. બીજી તસબીરમાં શંભુ અને પાર્વતિજીની ક્રિડા અને ત્રીજી તસવીરમાં એક જુવાન સ્ત્રી પોતાના બાળકનું પારણું લાડથી ઝુલાવતી હોય એમ ચિત્રેલું હતું. આ તસવીરોનો આલેખ કરવામાં અને તેઓમાં રંગ ભરી પુરી કરવામાં જમનાએ એવી બારીક શકતી બતાવી હતી કે કુદરતનું સુંદર અને યથાસ્થિત સ્વરૂપ એ ચિત્રોએ અદ્ભુત રીતે મળતું આવતું જોઈ મડમ સાહેબ હેરતથઈ ગયાં.

---

## काम अने प्रेम.

આ સંસારમાં સુખ અને દુઃખ પ્રાપ્ત થવાનાં અનેક કારણો છે. તેમાં સ્ત્રી પુરૂષ વચ્ચેનો સબંધ એ એક મુખ્ય દરજ્જો ધરાવેછે. આ વાત સરવે કોઈ સમજે છે અને કબુલ કરેછે. તથાપી એના મહત્વની છાપ આપણા લોકોના મન ઉપર અત્યંત ઝાંખી છે એ વાત પણ સ્પષ્ટ છે. જો એમ ન હોત તો "બાળલગ્ન" જેવી નાશકારક રૂઢીઓનો આપણા લોકોમાં આટલો બધો ફેલાવો થઈ શકત નહી. સ્ત્રી પુરૂષના મનનાં એકત્વથી આ સંસારની અનેક વિપતીઓની વચે માણસ સ્વર્ગે સુખથીજ માત્ર બીજા દરજ્જાનું સુખ પ્રાપ્ત કરી શકે છે. અને

સ્ત્રી પુરૂષના મનની ભિન્નતાથી ધન વગેરે બહારનાં અનેક વઇભવ છ તાં ખરાં સુખના સ્વાદથી લોકો બિલકુલ બે નશીબ રહેછે; અને મુખ્ય કરીને દુઃખનાજ ભોક્તા થાયછે. આ વાતની સ્પષ્ટ સમજણ હોઇને તે પ્રમાણે લોકોનું અનુવર્તન હોતતો આપણી સંસારી સ્થિતી હાલના ખે દ કારક દેખાવથી કોઇ જુદુજ રૂપ ધરાવત. જે સબંધ ઉપર પોતાનાં બાળકોનાં ભવીષ્યના સુખનો આધાર એવાં લગનનાં સંબંધ ઉપર આ પણા દેશના મા બાપો પોતાનોજ કાબુ રાખી એ સબંધના પક્ષકારો ની કાંઇ પણ સમતિ અથવા વિચાર પુછ્યા વગર અને તેમના સ્વ ભાવની બિલકુલ પરીક્ષા કર્યા વગર, બલકે સ્વભાવનું સ્ફુરણ પણ થયું નહોય તે પહેલાં જેમ છોકરાંઓ ઢીંગલા ઢીંગલીનો વિવાહ કરેછે, તે પ્રમાણે પોતાના અંગના બાળકોનો સબંધ કરી નાખેછે. આ વિષય ઊપર આપણી ભાષામાં ઘણું લખાયેલું છે અને આ વિષયમાં તે સબંધી વધારે બોલવાની જરૂર નથી. જે થોડા ભાગ્યશાળી લોકો આ નાશકારક રૂઢીના ઝપાટામાં આવતાં બચી ગયાંછે. અથવા ફસાઇને છુ ટી ગયા છે, અને તેને લીધે જેઓના હાથમાં પોતાની જીંદગાનીનો સોબતી પસંદ કરવાની તક રહી ગઇ છે તેવા પુરૂષોને એ મહાન કા મમાં રસ્તો દેખાડવાના હેતુથી આ વિષય લખ્યો છે. બાળલગ્નના હિમાયતીઓ મુખ્ય તકરાર એ લાવી શકે છે કે, યુરોપના દેશોમાં સ્વ યંવરનો ચાલ છે, તે છતાં ત્યાંના કુટંબોમાં પણ આપણા જેટલોજ કલે શ અને કુસંપ જોવામાં આવેછે. હવે આ વીત તદન ખરીછે એમ કહી શકાતું નથી, અપક્ષપાત પણે જોતાં યુરોપીઅન લોકોની ઘર સં સાર સ્થિતી આપણી સ્થિતિ કરતાં ઘણે દરજ્જે ચઢીઆતી છે. એ નિઃ સંદેહ લાગેછે, તથાપી એ લોકોમાં પણ કલેશ અને કુસંપના ઘણા દા ખલાઓ જોવામાં આવેછે એ વાત પણ ખરીછે, એનું મુખ્ય કારણ એ છે કે ખરી પ્રિતિ શીછે તેની પરીક્ષા જોઇતી સંભાળથી કર્યા વગર ઉ તાવળથી લગ્ન કરવામાં આવેછે, કેટલાક લોકો માત્ર બહારની ખુબસુ રતીમાં અંજાઇ જાયછે, કેટલાક દોલતની લાલચે લગ્ન કરેછે;

કેટલાએક આપણી પેઠે માબાપના દબાણથી.અથવા દોસ્તોની સલાહ થી વિવાહ કરે છે; પરંતુ ખરી નીતિની બરોબર કસોટી કાઢયા બાદ લગન કરવાના દાખલા એ લોકોમાં પણ જુજજ બનેછે, અને જ્યારે તેમ બને છે ત્યારે તે સંબંધ કવચિતજ દુઃખદ નિવડે છે. વિશેષે કરીને "કામ અને પ્રેમ" એ વચ્ચેના પુરો તફાવત જો કે એ લોકોમાં આપણા કરતાં વધારે સારી રીતે સમજે છે તો પણ તેમની બધી બારીકીઓ સમજી, જે પ્રમાણે અનુવરતન થવું જોઇએ, તે પ્રમાણે થવાની પુરી દરકાર રાખનારા ઘણા થોડા મળેછે. આપણા લોકોમાં તો સેંકડે એક જણ પણ ભાગ્યેજ આ ભેદ સમજતો હશે. (ઘણા ખરાઓને તો તેમનો ભાવનો અનુભવ થવાનો પ્રસંગજ આવતો નથી). માટે તેવાઓની ઉન્નતિને વાસ્તે આ વિષય લખવાની જરૂર જણાઈ છે. પ્રિતિ અર્થવા જેને અંગ્રેજી ભાષામાં Lave (લવ) કહે છે તેના આપણી ભાષામાં જુદા જુદા પર્યાય છે. તેમાં કેટલાએક સંસ્કૃત ભાષામાંથી અને કેટલાએક ફારસી કે આરબ્બી ભાષામાંથી નીકળેલાછે. આ પર્યાયો ઉપર ટપકે જોતાં એકજ મનોભાવનાં જુદાં જુદાં નામો જણાશે પરંતુ તેમના અર્થની બારીકીથી તપાસ કરતાં તેથી મનોભાવના અનેક ભેદનું જ્ઞાન થશે. દાખલા તરીકે આપણે ભાવની ભાષાના ઇશ્ક, પ્યાર, અને મ્હોબ્બત એ શબ્દ તથા સસ્કૃત ભાષાના કામ, પ્રિત્તિ, સ્નેહ અને પ્રેમ એ શબ્દોના અર્થની તપાસ કરીએ. જે મનોભાવને ઇશ્કનું નામ આપેલું છે તે સ્ત્રિ પુરૂષ એક બીજાને દ્રષ્ટિગોચર થવાથી પેદા થતો મનોવિકારછે. તે મનુષ્ય અને જાનવર બેઉને સમાનછે. તે ઘણી વખત અત્યંત બળવાન હોયછે, તથાપિ તેમાં કાંઇ પણ ઉચ્ચપણું નથી. જેના મનમાં અવિકાર પેદા થએલો હોયછે તે રતિ સુખ તથા તેને સહાયકરનારા ગુણો ખુબ સુરતી, નાજુકાઈ, નખરાં, ખુશબો, ગાયન ઈત્યાદિ ઇન્દ્રિય સુખની વ્રદ્ધિ કરનારો વસ્તુઓ) સિવાય બીજાં કશાં સુખની દરકાર કરતો નથી ટુંકામાં જે તૃપ્તિને જાનવરોમાં આપણે "હુનર" કહીએ છીએ તેમાં આ ઇશ્કમાં

થોડોજ તફાવતછે સંસ્કૃતમાં જેને આપણે "કામ" કહીએ છીએ, તે અ ને "ઇશ્ક" એ એ ચિજછે. એ વિકાર માણસને તેની ખરી સ્થિતિથી દુ ર ઍચી જનાવરી સ્થિતિની નજદીક લઇ જાયછે. આ વાત આપણા લોકો સારી પેઠે સમજતા એ તેમના, "कामातुराणांनभयंनलज्जा" "कामान्धोनैवपश्यति", વગરે વચનોથી જણાયછે.

જે લોકોએ વિકારને આધિન થાયછે. તેઓ જાનવરને મળતાં સુખ થી. બીજાં પ્રકારના ઊંચ્ચા સુખથી ઘણું કરીને બે નશીબ રહેછે.

જે વિકારને આપણે "ઇશ્ક" અથવા "કામ" કહીએ છીએ તે ઉપર કહેલા બીજા મનો ભાવ (મ્હોબત, પ્યાર, પ્રિતિ, સ્નેહ, અને પ્રેમ) થી તદન જુદો છે. એ સર્વ મનોભાવમાં પ્રીતિ એ સ્વાર્થી ભાવ છે, અને તેની સાથે બીજી ભિન્ન ભિન્ન વૃતિઓનું મિશ્રણ થવાથી એ મનોભાવની ઊત્પતિ થાય છે; પરંતુ "ઇશ્ક" અથવા "કામ"માં ખરી પ્રીતિનો બીલકુલ અંશજ નથી, જે મનોભાવને આપણે પ્રીતિ કહીએ છીએ, તેનું પૃથક્કરણ કરતાં તે બે વસ્તુઓના બનેલો માલમ પડે છે. એકતો જે સખ્સ આપણી પ્રીત્તિનું પાત્ર છે, તેના સ્હવાસમાં આનંદ, અને બીજી તે શખ્સના સુખની વૃદ્ધિ તથા દુઃખનો ઘટાડો થવાની ઇચ્છા. પ્રીત્તિ સાધારણ મનોભાવ છે. તે જેમ સ્ત્રી અને પુરૂષ વચ્ચે હોઇ શકે છે, તેમ માબાપ અને છોકરાં, બેન અને ભાઇ, તથા મિત્ર અને મિત્ર વચ્ચે પણ હોઇ શકે છે. સ્નેહમાં અને પ્રીત્તિમાં થોડોજ તફાવત છે. જ્યારે પ્રીત્તિને લીધે આપણું મન તે પ્રીત્તિનાં પાત્ર તરફ આકર્ષાય છે ત્યારે આપણે તેને સ્નેહ કહીએ છીએ. તેગજ પ્યાર અને પ્રીત્તિમાં તફાવત માલમ પડતો નથી. જે મનોભાવને સંસ્કૃતમાં પ્રીત્તિ કહે છે, તેનેજ ફારસીમાં પ્યાર કહે છે. મ્હોબત એ પ્રીત્તિ અથવા પ્યારના કરતાં વધારે બળવાન મનોભાવછે. જે શખ્સો ની સાથે આપણા લોકોના સબંધ હોય છે, તેઓ તરફની પ્રીત્તિને મ્હોબતનું નામ આપવામાં આવતું નથી. ફક્ત કોઇ શખ્સનો સ્વભાવ

આપણનેમન પસંદ આવવાથી, તેના તરફ કુદરતિરીતે જે પ્રીત્તિ ઉત્પન્ન થાય છે તેને આપણે મ્હોબત કહીએ છીએ.

માબાપ તથા છોકરાં અને બેના તથા ભાઇઓ વચ્ચેની પ્રીતિનું કારણ ઘણે દરજ્જે લાંબા વખતનો સહવાસ છે, પરંતુ મ્હોબતનું કારણ સ્વભાવની પસંદગી છે, અને સ્વભાવની પસંદગી એ સ્હવાસના કરતાં વધારે મજબુત કારણ હોવાથી તેનું પરીણામ પણ સાધારણ પ્રીત્તિ કરતાં વધારે જોરાવર છે. એક દોસ્તની બીજા દોસ્ત તરફની પ્રીત્તિ અથવા એક પુરૂષની કોઇ સ્ત્રીની સાથેની પ્રીત્તિ એ મ્હોબત-નામ બરાબર લાગુ પડી શકે છે, પરંતુ આ બધાં કરતાં ઉત્કૃષ્ટ અને બધાં કરતાં મિશ્ર તથા ગહન મનોભાવ "પ્રેમ"છે બે પુરૂષો વચ્ચેની અથવા બે સ્ત્રીઓ વચ્ચેની અથવા એક પુરૂષ અને એક સ્ત્રી વચ્ચેની મ્હોબત કરતાં પણ આ જુસ્સો ઘણોજ જુદા છે. એ જુસ્સો માત્ર જુદી જુદી જાતીના શખ્સો (સ્ત્રી અને પુરૂષ) વચ્ચેજ હોઇ શકે છે, બે દોસ્તો અથવા બે સખીઓના સબંધ તે "પ્રેમ" નથી. જોકે "કામ" એ નીચમાં નીચ જાતની પ્રીતિ છે, (જેને પ્રીત્તિનું નામ આપતાં પણ આપણે આંચકો ખાઇએ છીએ.) અને પ્રેમ એ સર્વોત્કૃષ્ટ પ્રીત્તિ છે અને બીજા મનોભાવો (સ્નેહ, મહોબત, વગેરે) ને કામ સાથે કાંઇ પણ મળતાપણું ન હોતાં "પ્રેમ"ને મળતાં આવે છે, તોપણ કામ અને પ્રેમમાં એક વાત સમાન છે, તે એકે એ બંને મનોભાવો એક જાતના શખ્સોમાં હોઇ શકતા નથી, એટલે કે માત્ર એક તરફ સ્ત્રી અને બીજી તરફ પુરૂષ એ બે વચ્ચેજ હોઇ શકે છે. વળી બીજું મળતાપણું એ છે.કે એ બંને વિકારો યુવાવસ્થાની સરૂઆત થાય ત્યારે જન્મ પામે છે. આ ઉપરથી આ વિચાર આપણા મન ઉપર મજબુત અસર કરે છે કે એ બંને મનોભાવનું મુળ એકજ વસ્તુ છે. આ વાત આપણે કબુલ કરીએ, તોપણ તેની યોગ્યતા કોલસા અને હિરાની એકતાના જેવીજ છે. કોલસો અને હીરો અસલ એકજ જાત છે, પરંતુ તેના

રેછે કે "બાલી" યવ દ્વિપમાં પણ બંગાળીઓએ જેય વાવટો ઊરાડયો હતો. સમુદ્રયાત્રા અને સામુદ્રિક રાજય જયથી, બંગાળીઓએ પોતાની નેવી યોગ્યતા દેખાડી છે એવી યોગ્યતા ભરતખંડની બીજી કોઇ પ્રજા એ નથી બતાવી. પાલ અને સેન વંશનાં વિરત્વનાં વર્ણને આજ પણ બંગાળ ઉજ્જ્વળ કરી રાખ્યું છે. મુંગેરમાંથી એક તામ્રપત્ર મળ્યું છે તે માં લખ્યું છે, કે ગૌડનો અધિપતિ દેવપાલદેવ મુદ્દગગિરિમાં (મુંગેરમાં છાણીની પાસે રહેતો હતો. તેણે યુદ્ધબળથી—કંબોજદેશ સ્વાધીન કર્યો હતો. રાજસાહીના અનુસાશન પત્રમાં પણ મહારાજ લક્ષ્મણસેન નું એવું દિગ્વિજય વર્ણન જોવામાં આવેછે.

ઇતિહાસના વાંચનારાઓ જાણે છે કે ઉડિષ્યાના ગંગાવંશીય રાજાઓ ઘણા પરાક્રમિ હતા. એ ગંગાવંશીયોના આદિ પુરૂષ બંગાળી હતા. મોલુક અને મેદનીપુર પ્રદેશમાં તેમનું રહેઠાણ હતું. હંટર સાહેબ એ લખ્યું છે કે,—વિષ્ણુપુરના ભુપતિઓએ મુશલમાનોથી પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કર્યું હતું.

એક સુપંડિત લખનારે બંગાળનો ઇતિહાસ લખતા જતાં બંગાળી લોકોના સંબંધમાં જે લખ્યું છે તે વાંચવા જેવું છે. બંગાળના ઇતિહાસ માં એની સરસ લેખનીથી આ ફકરો નીકળે છે.

"પઠાણોએજ આ દેશમાં મુશલમાન જય પતાકા ઉડાડયો, ૩૯૨ વર્ષ પછી તેઓના રાજ્યની આખેરીએ દેશનો કેટલાક ભાગ પોતાના તાબામાં નહોતો પશ્ચિમમાં વિષ્ણુપુર અને પંચકોટમાં તેઓની સત્તાની સ્થાપના થઇ નહોતી. દક્ષિણમાં સુંદર વન પાસેના પ્રદેશમાં હીંદુ રાજા સ્વતંત્ર હતા. પુર્વે ચાટગ્રામ, નોયાખાલી અને ત્રિપુરા, આરાકાન રાજ્ય ત્રિપુરાધિપતિના હાથમાં હતું, અને ઉત્તરમાં કુચબિહાર પણ સ્વતંત્ર હતુ. તેથી જે સમયે પઠાણો ઉડિષ્યા (ઓડીસા) જય કરવાને સમર્થ થયા હતા, જે સમયે તેઓ ૧૪૦૦૦૦ પાયદળ, ૪૦૦૦૦, સ્વારો અને ૨૦૦૦૦ બંદુકો દેખાડી શકયા હતા, તે સમયમાં પણ આ દેશનો ઘણો એસ ભાગ તેઓને તાબે થયો નહોતો"!

આ સઘળી વાત ખરા ઇતિહાસનીછે. બંગાળના ઇતિહાસના પ્રસંગની ઉપલી વાત ટાંકીને એક સુલેખક અભિમાનની સાથે બોલ્યો હતો કે—"બંગાળ મ્લેચ્છોની શાર્વભોમ સત્તાથી અપવિત્ર થયો નહોતો"

પઠાણોએ ૧૭ સ્વારી કરીને બંગાળનો અધિકાર કર્યોછે એ સઘળી મિથ્યા વાતછે. બંગાળમાં પઠાણોનો ઉદય, સ્થિતી અને વિલય થયો છે, તથાપિ ઘણીક જગ્યાપર પુષ્કળ બંગાળીઓએ પોતાની સ્વાધિનતા રાખીછે. પઠાણોની સત્તા પછી મુગલોના અમલમાં પણ બંગાળીની વિર્ય-વાન્હી બુઝાઇ નહોતી.

યસોહરના પ્રતાપાદિત્યનું નામ બંગાળ દેશના સર્વ જાણે છે. પ્રતાપાદિત્યે કદાપી કાયર પુરૂષની પ્રમાણે પોતાની સ્વાધિનતાની જળાંજળી આપી નહોતી અને કોઇ વેળાએ પણ કાયર પુરૂષની માફક દિલ્હીના સેનાપતિની સાથે યુદ્ધ કરવા જતાં પાછો પાની ભરી નહોતી. બંગાળ દેસમાં પરાક્રમી બાર "ભુંઇયારનુ" કીર્તી કથન સાંભળવામાં આવેછે, તેમાં આ પ્રતાપાદિત્ય એક હતો. પ્રતાપાદિત્યસિવાય બીજા ઘણાકને પરાક્રમશાળી "ભુંઇયાર"નું નામ આપી શકાયછે. તેઓ દરેકને કિલ્લા હતા. લશકર હતું, યુદ્ધનાં વહાણ હતાં. તેઓ યુદ્ધસ્થળમાં વિરત્વ દેખાડતા, સાહસ દેખાડતા, તેઓ લસકર લઇને, સસ્ત્ર લઇને, યુદ્ધપોત લઇને બાદશાહોને મદદ આપતાં. તેઓ ગોડના અધિપતીના સ્વાધીનમાં રહીને છેલે પોતે સ્વતંત્ર થયા હતા. તેઓ કોઇને કર આપતા નહોતા, તથા કોઇની સત્તા સ્વીકારતા નહોતા. બંગાળી લોકો પુર્વ કાળને વિષે વિરત્વ શુન્ય નહોતા.

જ્યારે મુગલ બાદશાહ અકબરસાહ દિલ્હીની ગાદીએ બેઠો હતો. દિલ્હીશ્વરોના જયની ધ્વનિ જ્યારે આમ-ખાસમાંથી નિકળીને ગગનમંડળ સુધી જઇ પહોચી હતી. કાબુલ, કાશ્મિર, અને ગુજરાત વગેરે ભુખંડ જ્યારે ધીમે ધીમે, વખત કાળના બળથી ભારત પુરૂષ પ્રધાનના પગ નિચે આવતા હતા, ત્યારે એક બંગાળી સાહાસ અને પરાક્રમ અને પોતાના પ્રકૃતવિરત્વ બળે, પોતાની સ્વાધિનતાનું રક્ષણ

કર્યું હતું. તેજસ્વી ઉદય નારાયણ આશાધારણ પરાક્રમથી બંગાળના નવાબને સંતોષીને હસ્તાંતરિત સંપત્તિનો ઉદ્ધાર કરયો હતો. એ બંગાળીએ એક સમયે ભારતના અદ્વિતીય બાદશાહની વીરૂદ્ધમાં ખડા રહીને, છેવટે જતાં પોતાના વિરત્વમાં બાદશાહનેજ સંતુષ્ટ કરીને તેના આગળથી સમાન સુચક ઉપાધિ અને માન મેળવ્યું હતું.

નારાયણ ગંજથી એક મૈલ ઊત્તરે "ખિછરા" નામની જગામાં ઈશાખાંનું રહેઠાણ હતું. ઈશાખાંનો પિતા કાળીદાસ, પુર્વે હીંદુ હતો. છેવટે હુસનશાહના રાજ્યર કાળે એટલે ૧૪૯૩ થી ૧૫૨૦ ઈ૦સ૦ના મધ્યવર્તી સમયમાં મુસલમાન ધર્મ સ્વીકાર્યો; તેથી ઈશાખાંન મુસલમાન ધરમી પણ હીંદુનો સંતાન હતો. સઘળો પુર્વ બંગાળ તેના તાબામાં હતો. તે રણમતીમાં નારાયણ ગંજના બીજે કીનારે, ત્રીવેણીમાં અને જ્યાં લક્ષાનદી બ્રહ્મપુત્રથી નિકળે છે, તે જગ્યાના પાસેના એંગારસિંધુમાં કિલ્લો બનાવ્યો. બાલફ્રોચ નામનો એક અંગરેજ મુસાફર ૧૫૮૬ ઇસવીસનમાં સુવર્ણ ગામમાં આવીને મુક્તકંઠે ઈશાખાંનનું માધાન્ય સ્વીકારી ગયો હતો. તેની પાછળ બે વર્ષ પછી દીલ્હીશ્વરના સેનાપતી શાહાબાજખાંએ પુષ્કળ લશકરની સાથે પુર્વ બંગાળમાં પ્રવેશ કરયો; પરંતુ ઈશાખાંના પરાક્રમથી તેનો પરાજય થયો. એ વખતે ઈશાખાંના જયની નિશાની ગોરા ઘાટથી લઇને સમુદ્ર કીનારા સુધી ઉડતી હતી.

૧૫૯૫ ઈસવીસનમાં પાછો એક સુદક્ષ સેનાપતી બંગાળમાં મુગલનું સામ્રાજ્ય સ્થાપવાને આવ્યો, જ્યારે પઠાણના હુમલાથી બંગાળ વ્યતિવ્યસ્ત થઇ પડ્યું હતું ત્યારે ત્યારે ઈશાખાંએ પોતાના અધિકારનું રક્ષણ કર્યું હતું. દીલ્હીશ્વરના પ્રધાન સેનાપતી ક્ષત્રીવીર માનસિંહે ઈશાખાંનાના અગાર સીંધુનો કિલ્લો પરસ્વાધીન થયાની ખબર સાંભળીને તરત લસકર લઇને તે અગાર સિંધમાં આવ્યો; પરંતુ તેનું લશકર કોઇ કારણથી અસંતુષ્ટ થઇને યુદ્ધ કરવાને અસંમત થયુ—ઈશાખાં કાયર પુરૂષ નહોતો. અ ત્યમપ્રધાન્ય સ્થાપવાની ઈચ્છા તેના

-હૃદયમા બળવંતી હતી. તેણે સૈન્યોને વિરકત જોઇને પણ શત્રુની આગ ળ તાબેદારી સ્વીકારી નહીં. વિર પુરૂષો વિરત્વનું સંમાન રાખવાને દ્રઢપ્રતિજ્ઞ થયો. ઇશાખાંએ રાજા માનસીંહને પોતાની સામે યુદ્ધ કર વાને બોલાવીને કહ્યું "આ યુદ્ધમાં જે જીવતો રહેશે તેનુંજ બંગાળમાં પ્રાધાન્ય સ્થાપીત થશે." એવી અડાકડીની વેળાએ ઇશાખાંએ ધૈર્ય ન તજી. તરતજ યુદ્ધની તૈયારી કરી; પરંતુ ઇશાખાંએ ઘોડા ઊપર બેસી- ને જોયું કે રાજા માનસિંહને બદલે તેનો જમાઇ યુદ્ધ કરવાને માટે આવ્યો હતો. યુધનો આરંભ થયો. ઇશાખાંની સાથે યુદ્ધ કરનાર હાર પામ્યો. તે વખતે ઇશાખાં, રાજા માનસીંહને કાયર પુરૂષ વગેરે કઠણ શબ્દો કહીને પોતાની છાવણીમાં ગયો. તરત ખબર આવી કે રાજા માનસિંહ રંગભુમીમાં આવ્યોછે. ઇસાખાં પાછો યુદ્ધવેષમાં હાજર થ યો. દીલ્હિના સેનાપતિ વિરમાનસીંહને જોઇને તે ડગમગ્યો નહિ. તે તિ રવેગે અશ્વ ચલાવીને શત્રુની સામા થયો.

યુદ્ધમાં કુશળ એવા ક્ષત્રિય શ્રેષ્ટની સાથે બંગાળીઓને યુદ્ધ શરૂ થયું. સોળસેંની આખેરીએ એગાર સીંધુની રંગભુમીમાં બંગાળી વિ ર પુરૂષે પોતાનું પાણી દેખાડવામાં કસુર ન કરી. અતુલ્ય સાહસથી અસામાન્ય વિક્રમથી પોતાનું પ્રાધાન્ય રાખવાને ઇશાખાંએ સંકલ્પ કરયો. બંગાળી એક સમયે આવા વિરત્વસંપન્ન હતા. એક સમયે બંગાળી ભુમિએ આવી સાહસ અને પ્રાક્રમની ઓળખાણ આપી હતી. આજે બંગાળીઓ વિરત્વને તેજ હીણ થયાછે.

યુદ્ધનો આરંભ થયો. પ્રથમતીજ ઝપાઝપીમાં રાજામાનસીંહની ત રવાર નષ્ટ થઈ ગઇ. ઇશાખાંએ પોતાના શત્રુને સસ્ત્ર વગરનો જોઇને પોતાની તરવાર આપવા માંડી, પરંતુ માનસિંહે તે લીધી નહિ. અને નીચું માથુ કરીને ઘોડા ઉપરથી ઉતરયો. ઇસાખાંએ વિરધર્મનું અપ માન કર્યું નહિં. શસ્ત્ર વગરના શત્રુને અસ્ત્રાધાત કરીને હિનતાની છાપ લીધી નહી. તે પણ ગંભીરભાવથી ઘોડા ઉપરથી ઊતરીને અસ્ત્ર પરિ ત્યાગ કરી મલયુદ્ધને માટે સાવધાન થયો. માનસિંહે યુદ્ધ કર્યું નહી,

શત્રુનું સાહસ, તેની ઉદારતા અને વિરત્વથી મોહિત થઇને રાજા માન સિંહે બંધુ કહીને આલિંગન કર્યું. બંગાળાની ઉદારતા અને વિરત્વમાં ક્ષત્રિયવિરનો પરાજય થયો. રજપુતાનાના વિરશ્રેષ્ટે બંગાળી યુદ્ધ વિર નું યથાયોગ્ય સન્માન કર્યું.

પછી ઇશાખાં રાજામાનસિંહની સાથે આગ્રામાં જઇને બાદશાહ અકબરની આગળ હાજર થયો. તરતજ બાદશાહે તેને બંદીવાન કરયો. છેલ્લે બાદશાહે જ્યારે એગારસિંધુના યુધની વાત સાંભળી, ત્યારે સંતુ ષ્ટ ચિત્તથી ઇશાખાંને કાળા શ્રૃંખલામાંથી મુક્ત કરીને "દેવાન" અને "મ સનદઇઆલી" ઉપાધિ અને ઘણા મગણા આપ્યા. ષોડશ શતાબ્દીની આખેરીએ ભારતના અદ્વિતીય બાદશાહે એવી રીતે બંગાળીના વિરત્વ ની પુજા કરી હતી. આજ ઓગણીસમી સદીમાં ભારતના સુસભ્ય બં ગાળ બ્રિટીશ અધિપતીની આગળ એવી રીતે શ્રધ્ધા અને સમાન પામતા રહેછે! આજ જો કોઇ બંગાળી અસ્ત્ર ધારણ કરેતો તેની કે વી દશા થાય! જગત સુસભ્ય બ્રિટીશ ગવર્નમેંટની તરફ જોઇને પુછે કે કેવી દશા થાય!

---

## સીરીઆ દેશની સ્ત્રીઓ.

એશિઆખંડમાં આવેલા તરકી તાબેના સીરીઆ દેશમાં વસતી જુદી જુદી જાતની સ્ત્રીઓનું ચિત્ર એક યુરોપીઅન લખનાર આ પ્રમાણે આપે છે.

"સીરીઆના છેક અસલી રહેવાસી બીડોઇન અથવા ભટકતા આ- રબો છે. તેઓ મુસલમાની ધર્મ પાળે છે, પણ તે માત્ર નામનોજ છે. પોતાના ધર્મને લગતી સાધારણ પ્રાર્થનાઓ પણ ભાગ્યે સેંકડે એક જ ણ જાણતો હશે. એ આરબોની સ્ત્રીઓ ઘણી ઊદ્યોગી અને સદ્ગુણી હોય છે. સીરીઆની બીજી જાતની સ્ત્રીઓ આટે તેઓ નકલ કરવા લાયક નમનાલે ...રી દિ... તેઓ ... કે છે અને પે ...ના જંગથી અને

જઇનુંની સ્વામીઓની સેવા ઘણી નમ્રતાથી બજાવે છે. તેઓ ઘણી સહનશીળ અને ધીરજવાળી હોય છે. ગમે એટલો જુલમ પડે, તે તેઓ મુંગે મ્હોડે ખમે છે. તેમના સદગુણોની કદર તેમના જંગલી ભરથારો કદી જાણતા નથી, પણ ઉલટા તેમને હલકાં માણસ તરીકે ગણીને તેઓપર તરેહવાર રીતનો દોર ચલાવે છે. જેવી વફાદાર સ્ત્રી, તેવીજ તેઓ હેતવંતી માતાઓ છે. પોતાનાં બાળકોને તેઓ બહુ હેતથી ઊછેરે છે, અને તેમના જતનમાં કશી કસર રાખતી નથી.

બીડોઇન પછી સીરીઆના રહેવાસી તરીકે યાહુદીઓ આપણું ધ્યાન ખેંચે છે. તેઓ પણ છેક અસલના વખતથી સીરીઆના વતની ગણાય છે. તેઓ મગરૂર અને આકળા સ્વભાવના છે. તેઓનો મુખ્ય ધંધો સરાફીનો છે. તેમની સ્ત્રીઓની સંસારી હાલત કોઇ રીતે પસંદ કરવા લાયક નથી. તેઓ પોતાનો ઘણો વખત આળસાઇમાં કાઢે છે. જેઓ ઘણા ગરીબ વરગના હોય છે તેઓની સ્ત્રીઓ ગાનારીનો તથા ભરત ભરવાનો ધંધો કરે છે, વળી કેટલીક મેવા મીઠાઇ વેચવાનો ધંધો કરીને પોતાનુ ગુજરાન ચલાવે છે. હમણાં પહેલા અને વચલા વર્ગની સ્ત્રીઓમાં કેળવણીનો પ્રસાર થવા માંડ્યો છે, પણ કેળવણીથી તેમને ફાયદાને બદલે ગેર ફાયદો વધારે થયો છે. અસલી સ્ત્રીઓમાં કેળવણી બીલકુલ નહોતી, પણ હમણાંની છોકરીઓ મીશનસ્કૂલોમાં યુરોપીઅન ઢબની કેળવણી લઇને કાબેલ થતી જવાથી તેમની કેળવણી વિનાની માતાઓ, પોતાની દીકરીઓની હોંશીઆરીથી એટલી છક થઇ જાય છે કે તેમને સાધારણ ઘર કામકાજમાં નાખવામાં હલકાઈ સમજે છે. તેઓમાં છોકરીઓ મોટી વયે પરણતી હોવાથી તેમને સોળ સત્તર વર્ષ સુધી શાળામાં રહીને કેળવણી લેવાની તક મળે છે, પણ કેળવાએલી છોકરીઓ માત્ર શોભાનાં પુતળાં, જેવી હોય છે.

આપણે આગળ જોયું તેમ ઘર સંસારી કામકાજની તેમને માહીતી મળતી નથી, તેથી તેઓ આળસાઇ તથા ઇસ્કીપણામાં પોતાનો વખત ગુમાવવા શિખે છે, ઘરનું કામ કાજ ઘરની વડી સ્ત્રીઓ કરે છે, અ-

ને છોકરીઓ તેઓપર બેસીને મરદની માફક સાહેબી ભોગવે છે તેઓ કેળવણી પામવાથી પોતાની માતા કરતાં વધારે જ્ઞાની બની છે, પણ ઘરના કારભારમાં તેઓનો બીલકુલ હાથ ન હોવાથી તેમનું જ્ઞાન અને કેળવણી તદ્દન નકામા સરખી છે. ઉમરે પહોંચેલી સ્ત્રીઓ પણ આ ઉપયોગી હોતી નથી. તેમાં શકિતવાળા વર્ગની સ્ત્રીઓતો ઘણો ખરો વખત આળસાઇમાં કાઢે છે; વળી ગમે એવા મોટા વર્ગની સ્ત્રીને પણ દેવળમાં બંદગી કરવાની છુટ હોતી નથી. એટલે એટલી મહેનત પણ તેમને બચે છે. પોતાના બાળકોને ઘરમાં નાના પ્રકારની તાલીમ આપવામાં પણ તેઓ પછાત છે. બાળકોને છગાવીને લાડકાં મસ્તિખોર, અને બેઅદબ બનાવી મેલે છે.

સીરીઆના ખ્રીસ્તિઓ જોકે વસ્તિમાં થોડા છે તોપણ તેટલા થોડામાં પણ ધર્મ સબંધી તડાંઓ ઘણાં છે. વળી એ દરેક તડાંવાળા બીજાં તડાંવાળા સાથે વેરભાવથી વરતેછે. તેઓ દહાડે દહાડે યુરોપીઅન રીત ભાતો લેતાં જાય છે, તે છતાં પોતાની સ્ત્રીઓને, પોતાથી તદ્દન ઊતરતી ગણીને વરતે છે. તેઓને સ્વાદિષ્ટ પકવાનોનો બહુ શોખ છે, અને તેથી ગમે એવા પૈસાદારના ઘરમાં નોકર નફરો છતાં, કુટંબની સ્ત્રીઓ પોતાના ધણીઓના ખાણાંની તજવીજ કરે છે. ઘરના પુરૂષો માટે મન ગમતાં પકવાનો રાંધવા અને તેમના ખાણામાં કશી પ્રકારની ખામી ન આવે તેની સંભાળ લેવી એ સ્ત્રીઓની મુખ્ય ફરજ છે. ખ્રીસ્તિ છતાં એ સ્ત્રીઓને મુસલમાન માફક ઓઝલમાં રહેવું પડેછે. મ્હોંનેજ નહિં પણ આખાં શરીરને બુરખાથી છુપાવેલું રાખે છે. વળી યુરોપીઅન ખ્રીસ્તિઓની માફક તેઓથી પોતાના ભરથારો સાથે ફરી હરી શકાતું નથી. તેઓ પુષ્કળ ઘરેણું પહેરે છે; અને જરા પણ બહાર નીકળે તે વેળા સઘળાં ઘરેણા પહેરી નિકળે છે. એ ઘરેણાં હમેશાં તેમની પોતાની મિલ્કતના ગણાય છે, અને તેપર વરનો પણ હક ગણાતો નથી. આથી વરના આશ્રય વગરની હાલતમાં તેમને ઘરેણાં ઘણાં ઉપયોગી થઇ પડેછે. યુરોપીયનોના ઘણા સગંધમાં આવેલાં ઠે-

ટલાંક ખ્રીસ્તીઓ પોતાના કુટંબમાં સુધરેલી રીતભાતો દાખલ કરે છે, અને તેવાં કુટંબોમાં સ્ત્રીઓની હાલત સારી છે. વળી કેટલાક કુટંબોમાં એ સુધારો છેક હદ બાહાર ગયો છે અને ત્યાં સ્ત્રીઓ, મરદોપર અઘટિત સત્તા ભોગવે છે. જે કુંવારી અથવા વિધવા સ્ત્રીઓને કોઈ મરદ સગાંવાહાલાંનો આશ્રય નહોય, તેઓ ભરી શીવીને ગુજરાન કરે છે તેઓમાં સ્ત્રીઓને બીજા ધંધાઓ નથી મળી શકતા. ઘણું થાય છે તો કોઇ કોઇને શિક્ષકનું કામ મળે છે. અતીશે ગરીબ અવસ્થાની સ્ત્રીઓ ધોબણ અથવા દાસીનો ધંધો કરીને પોતાનો નિરવાહ ચલાવે છે.

સીરીઆની મુસલમાન સ્ત્રીઓની હાલત સરવેથી માઠી છે, ઘરમાં તેઓ ગુલામડીની માફક રહે છે. તેણીઓની સલાહ કદી પુછવામાં આવતી નથી. તેની દરેક હિલચાલપર તેના ભરથારની સખત નજર રહે છે; અને તેના દરેક હુકમને તાબે રહેવાની તેને ફરજ પડે છે. તેઓથી ઝાઝું બહાર ફરાતું પણ નથી.અવાર નવાર હમામખાનામાં જવા સિવાય બીજી કોઇ રીતે ફરવા હરવાની તેમને તક મળતી નથી. પરાયા મરદની તેઓપર નજર ન પડે તે માટે સખત બંદોબસ્ત રાખવામાં આવે છે. બુરખામાં પગથી માથા સુધી લપેટાવા ઊપરાંત બંધ ગાડીઓમાં બેસી તેઓ બાહાર નીકળે છે. ધનવાન કુટંબની સ્ત્રીઓથી તો કશું કામકાજ થતું નથી, તેથી તેઓને પોતાનો વખત પસાર કરવો બહુ ભારી પડે છે. યુરોપીયન સ્ત્રીઓ તરફની મુલાકાત એવી અવસ્થામાં બહુ ખુશાલી ભર્યો બનાવ ગણાય છે. આરબી ભાષા જાણતી હોય એવી યુરોપીઅન સ્ત્રીઓતો જનાની બાનુઓ તરફથી બહુ માન અને આવકાર પામે છે. યુરોપીઅન કેળવણી તેઓમાં હાલ આસ્તે આસ્તે પગ પેસારો કરતી જાય છે; અને તેની મદદથી તેઓની અવસ્થામાં સુધારો થવા માંડયો છે. કેલવણી પામેલા મરદો પોતાના કુટંબની સ્ત્રીઓને પણ તેનો લાભ આપવાની જરૂર સમજવા લાગ્યા છે. આ ફેરફારની મદદથી તેમની સ્થિતીમાં સારો સધારો થવાની આશા રાખવામાં આવે છે.

# સોનેરી શબ્દો.

(ગુ. માસિક માટે, અંગ્રેજીમાંથી ખાસ ભાષાંતર)

અતિસય વિશ્વાસપુર્વક નિરર્ભયતાથી ફસવું. તે કરતાં ચિંતામય ભી તીઓ માટે તિરસ્કાર પ્રાપ્ત થાય એ વધારે સારૂં. -બર્ક

० ०

જેવી રીતે હસ્ત મનને કબજે રાખવા જોઇએ, તેમ દરેક મંડળી. માં મેહેનતું માણસને બુધ્ધીવાન માણસે દોરવવો જોઇએ.

જોનસન

० ०

ધર્મ સ્વાભાવિક અગર પ્રખ્યાત (આચ્છાદન રહિત) હોય તોપણ તે. ની મન પર ફાયદાકારક અસર હમેશાં એકની એક જ છે. યુવાવસ્થા, તનદોરસ્તિ અને આબાદીની અંદર તે આભારી લાગણીઓ અને ઉ મદા પ્રેમભકિત કરેછે અને વળી જેને તે ઉત્કૃષ્ટ પદવી આપે છે, તેને પવીત્ર પણ કરેછે. પણ તેની અસર ખરેખરી અને લાભકારક રીતે તો દુઃખ, મંદવાડ અને વૃધ્ધાવસ્થામાંજ જાણવામાં આવે છે, જયા રે આકીનને વિષે આધીનતા અને ઇશ્વરેચ્છા વિષેના નમ્ર વિશ્વાસ ને દીલાસાના નાશ રહીત મળેછે, તે ફરજોને બદલે મઝાઓ થઇ પડેછે. ત્યારે તે નાબુદ મનાએલી શકિતઓને ઉપન્ન કરેછે; અને મન તાજું કરેછે. જે મહાતુંગતા ધારવામાં આવતું હતું, પણ તેતો હમણા અમર આશા તરીકે પુરજીવન પામ્યુંછે. તેની અસર સઘળા સંસારી ભોગથી વધારે વાર રહેછે, અને જેમ જેમ ઇંદ્રિયો નરમ થતી જાય છે અ ને ઓળીયું ગડાતું જાયછે તેમ તેમ તે વધારે દ્રઢતા પામેછે. જીંદગીની દ્રષ્ટી મર્યાદાની અંદર તે સાયંકાળના પ્રકાશવાળા તારાની માફક લાગે છે, અને આપણી ખાત્રીછે કે તે બીજી ઋતુની અંદર પ્રાતઃકાળનો તા રો થશે તથા તે અંધકાર અને મૃત્યુના પડછાયામાં થઇને તેના પ્રકાશ નાખેછે. હમ્ફ્રીડેવી.

૦ ૦

'તારી જીભ્હાને અતિસય છુટ આપતો નહી. નહીંતો તેને તે કેદી બ નાવશે. અનુકંત શબ્દ મ્યાનની અંદર તરવારની માફક તારોછે. જો બ હાર પડશે તો તારી તરવાર બીજાના હાથમાં છે એમ જાણજે. જો તું ડાહ્યો ગણાવાને ઇચ્છતો હોય તો તું એવો ડાહ્યો થજે કે તારી જીભ ને તું કબજે રાખી શકે.

ક્વોર્લ્સ

## નવાઇના નમુના.

"પાયોનિયર"ના ખબર પત્રિ એક રમુજી વાત ચિતનો સાર નિચે પ્રમાણે આપેછે.

"એક બે દિવસપર એક બાબુએ પોતાના ઉપરીને પુછ્યું કે સાહેબ, રૂશીઅનો હિરાતમાં આવ્યા એ ખરી વાત!

સાહેબ–નહિ બાબુ, પણ તેઓ તેની નજદીકમાં આવી પહોંચ્યાછે,

બાબુ–ત્યારે સાહેબ કલકત્તાથી હિરાત કેટલે છેટેછે?

સાહેબ–ઓહો (હસતાં હસતાં) થોડાક દીવસની મુસાફરી, તેમાં વ ળી સિંધુ નદી આગળથી તો તેમને રેલવેની સહાયતા મળી આવે.

બાબુ–(ઉંડા વિચારમાં પડીને) સાહેબ, એ કલકતે આવશે ત્યારે શું કરશે?

સાહેબ–સાંભળો બાબુ, પેહેલું તો એ કરવાના કે તમારી બધી દા ઢીઓ મુંડી લેવાના.

બાબુ–(ગંભીર પણ ફિકરમંદ સ્વરે) નારો સાહેબ!

સાહેબ–ખરેખર એમજ કરશે. તેઓ હમેશ એમજ કરેછે.

વારૂ ત્યારે બાબુઓ એવી વખતે તમે કેમ કરશો?

બાબુ–(હવે જયના ઉત્સાહથી) હું તરતજ હાઇ કોરટમાં અપીલ કરીશ."

"મદ્રાસ મેલ" પણ રૂશીઆના સગંધમાં એક સાહેબ અને હજામ વચ્ચે થએલી વાત ચિત્તનો સાર એવોજ રમુજી આપેછે.

હજામ—મારૂ, આવી બન્યું, સાંભળો, સાહેબ. રૂશીઅનો બંગાળે આવી ચુક્યા.

સાહેબ—છટ, એટલું બધુ તો કાંઈ નથી પણ કદાચ એવામાં થોડા દિવસમાં તેઓ આવી પણ પહોંચે—શો;

હજામ—હું ઘણોજ દિલગીરછું, સાહેબ. કારણ કે લોકો કહે છે કુ રૂશીઅનો ઓડાવતા નથી તેથી તેમને હજામનો ખપ નથી પડતો. સાહેબ, હું ઘણો ગરીબ માણસછું; પરમેશ્વર કરે ને એવા જટધારી જોગટા જેવા અમારા પેટપર પગ મુકવા અહીં સુધી આવે તે કરતાં વેગળાજ રહેલા સારા.

---

"મુક્તિફોજ" ના અધીકારીઓ ઇશુખ્રિસ્તના[illegible]ખાજ ચમત્કાર કરવાનો દાવો ઉઠાવતા જણાવવામાં આવેછે. "હેનલી" ખાતેના ટોન્ટીન સ્ટ્રીટ્ સરકસમાં ગયા માસની ૧૫ મી તારીખે તેમનો પ્રારંથનાં સમાંજનો મેલાવડો થયો હતો, તે પ્રસંગે જે હજારો લોકો ભેગા થયા હતા, તેમાં સેંકડો રોગી અને અપંગ એવા બાળ, તરૂણ ને વૃદ્ધ હતા; જેઓ પગે અપંગ હતાં અથવા ચાલવાને અશક્ત હતાં, તેમને ખુરશીઓ પર બેસાડીને લાવવામા આવ્યાં હતાં. હમેશાના નિયમ પ્રમાણે પ્રથમ પ્રભુ પ્રાર્થના કરવામાં આવી. પછી મેજરે અને તેના સાથીનાએ ડગલા ઉતારી નાખ્યા અને નીચે આવ્યા. એક છોકરો જે નાનપણથી લંગડો હતો તેની ઉપર પ્રથમ પ્રયોગ ચાલુ કરવામાં આવ્યો. જયારે છોકરાનો ચૈતન્ય વગરનો પગ, મેજર જોરથી ચોળતો હતો ત્યારે, તેના સાથીઓ અને બીજાઓ તેનાં કહેવાથી પ્રારથના કરવામાં રોકાયા હતા. છેલ્લે તે છોકરો ઊઠયો અને થોડેક ચાલ્યો. બીજાઓને પણ એજ રીતે આરામ કરવામાં આવ્યો. એક બુઢિ જે ચાળીસ વરસ થયાં બહેરી હતી તેણે જણાવ્યું કે હું પાછી સાંભળતી થઇછું, અને એક તરૂણી ભડાકો થાય તોએ ન સાંભળે એવી બહેરી હતી તેને પણ સાજી કરી હતી. આજ પ્રમાણે પાંગળાં, લંગડાં એવાં કેટલાંકને ચાલતાં કરવામાં આવ્યાં હતાં. કેટલાંએક પ્લાટફારમપર ચઢિ ગયા અને પોતાને આરામ કર્યા બાબત ખુલ્લી રીતે કબુલાત આપી. આખા મંડળ તરફથી આ કારણસર ઉપકાર માનવા આવ્યોછે. આ પણ કળીયુગના કૌતકછે!